સરળ

# મુંબઈ ઈલાકો


કર્ત્તા :

ગોકળદાસ કુબેરદાસ મહેતા





કાશક :

[illegible] મણિલાલ પરિખ

ગાંધીરોડ—અમદાવાદ.


પાંચ આના

[illegible]

# સરળ ગુજરાત પ્રાંતની ભૂગોળ

ચાર આના

કર્તા [illegible]

गूजरात विद्यापीठ ग्रंथालय
गुजराती ... विभाग

अनुक्रमांक १६११० वर्गांक

पुस्तकनाम સરળ ગુજરાત ભૂગોળ

विषय म ५५४:९४९:२:२३

અમદાવાદ

કિંમત ચાર આના

પ્રાથમિક શાળાના શિક્ષકોમાં એક અવાજે વખણાએલી અને પ્રેક્ટિસીંગ સ્કૂલના માજી હેડમાસ્તરના હાથે લખાએલી. જેની ૧૧ આવૃત્તિઓ થએલી છે, અને દર વર્ષે ૧૫૦૦૦ નકલો ખપે છે.

મુંબઈ ઈલાકાના કેળવણીખાતાએ પ્રાથમિક શાળાઓના
છોકરાઓની લા. માટે મંજુર કરેલો

સરળ

# મુંબઈ ઈલાકો

—•—

( હિંદુસ્તાનના સામાન્યજ્ઞાન સહિત. )


કર્તા.

ગોકળદાસ કુબેરદાસ મેહેતા.

હેડમાસ્તર મ્યુ.-સ્કૂલ. અમદાવાદ.



સંવત ૧૯૮૭ સને ૧૯[illegible]

પ્રકાશક

ચંદુલાલ મણિલાલ પરિખ.

ગાંધી રોડ—અમદાવાદ

૦—૫—૦

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ ૫૬૧૫૯
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

# અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.

---

પ્રાથમિક શાળાઓના અભ્યાસક્રમમાં ચોથા ધોરણમાં મુંબઇ ઇલાકાની ભૂગોળ શિખવવાની છે. એક વખત એવો હતો કે ભૂગોળ એટલે નદીઓ, પર્વતો, અને શહેરોનું ગોખણપટ્ટી જ્ઞાન. ખાતા તરફથી સુધારા વધારા સાથે ભૂગોળવિજ્ઞાનનાં મૂળતત્ત્વો ભા. ૧-૨ બહાર પડયા પછી આ વિષયનાં કેટલાંક પુસ્તકો લખાયાં છે, અને ભૂગોળ શિખવવાની પદ્ધતિમાં કંઇક ફેરફાર થયો છે, છતાં તે વિષય જે રીતે શીખવાવો જોઇએ, તે પ્રમાણે હજી શીખવાતો નથી એમ કેટલેક સ્થળેથી સંભળાય છે.

પ્રાથમિક શાળાઓમાં પાઠય પુસ્તક તરીકે વપરાતું પુસ્તક જો પ્રાથમિકશાળાના શિક્ષકનાજ હાથે લખાયલું હોય તો તે બાળકોને વધારે બંધબેસતું થઈ પડે એવી માન્યતા હાલમાં ઘણા ધરાવતા થયા છે. આ માન્યતા કેટલેક અંશે સત્ય છે, કારણ કે નાના બાળકોની શક્તિનો ખ્યાલ પ્રાથમિકશાળાના શિક્ષકોને વધારે હોય એ સ્વાભાવિક છે.

શિક્ષક તરીકેના મારા પંદર વર્ષના અનુભવ પછી બાળકો પોતાની ઉમ્મરના અને શક્તિના પ્રમાણમાં કેટલું ગ્રહણ કરી શકે એનો પૂરતો વિચાર કર્યા પછી બાળક પોતાની મેળેજ આ પુસ્તક વાંચી સમજી શકે તેવું કરવા આમાં બનતો પ્રયત્ન કર્યો છે. તેમાં કેટલે અંશે સફળતા મળી છે, તે તો વાંચકજ કહી શકે.

અનુભવી શિક્ષક બન્ધુઓ આ પુસ્તકમાં રહી ગએલી ખામીઓ તરફ મારૂં લક્ષ ખેંચશે તો હું તેમનો ઉપકાર માનીશ.

ઢાલનીપોળ,<br>
**અમદાવાદ.**<br>
દેવદીવાળી<br>
સંવત ૧૯૮૫.

**ગોકળદાસ કુબેરદાસ મહેતા.**


બલુચીસ્તાન
ખેરપૂર
રજપુતાના
સાબરમતી
પાલનપૂર
મહી
મધ્ય
અમદાવાદ
હિંદના
હિંદુસ્તાન
માંડવી
રાજકોટ
નવાનગર
રાજ્યો
જુનાગઢ
વડોદરા
નર્મદાનદી
મધ્ય
તાપીનદી
પ્રાંત
દીવ
ખંભાતનો અખાત
સુરત
ગોદાવરી
અરબી
સમુદ્ર
મુંબઈ
પુના
સતારા
ભીમા
ગોવા
બેલગામ
કૃષ્ણા
બ્રિટિશ રાજ્ય.
દેશી રાજ્ય.
પાણી

મુંબઈ ઈલાકો.

સરળ

# મુંબઈ ઈલાકો

## સામાન્યવર્ણન.

છોકરાઓ, ત્રીજા ધોરણમાં તમે તમારા જિલ્લાની અને ગુજરાતપ્રાંતની ભૂગોળ શીખી ગયા. ગુજરાતપ્રાંતના પાંચ જિલ્લાઓમાં દક્ષિણમાં આવેલો થાણા જિલ્લો ઉમેરતાં ઉત્તરવિભાગ બને છે, તે પણ તમે જાણો છો.

પાસેના પાના ઉપર આપેલા નકશા તરફ જોશો તો તમને જણાશે કે ઉત્તરવિભાગ જેવા બીજા પણ વિભાગો છે. આ બધા વિભાગો અને દેશીરાજ્યો મળી ઇલાકો બને છે. આપણો ઉત્તરવિભાગ જે ઇલાકામાં આવેલો છે, તેને મુંબઇઇલાકો કહે છે. મુંબઇ શહેરનું નામ તમારામાંથી ઘણાખરાએ સાંભળ્યું હશે, એ મુંબઇ ઉપરથી આપણા ઇલાકાનું નામ મુંબઇઇલાકો પડયું છે.

વિભાગના ઉપરી અમલદારને **કમિશનર** કહે છે. ઇલાકાના ઉપરી અમલદારને **ગવર્નર** કહે છે. તેમની રાજધાનીનું શહેર મુંબઇ છે.

### સીમા

મુંબઇ ઇલાકાના નકશા તરફ જોતાં જણાશે કે તેની ઉત્તર દક્ષિણ લંબાઈ વધારે છે, અને પૂર્વ પશ્ચિમ પહોળાઈ

ઓછી છે. ઇલાકાની ઉત્તરે બલુચિસ્તાન અને પંજાબ આવેલાં છે. દક્ષિણ દિશાએ મદ્રાસ ઇલાકો અને મ્હેસુરનું દેશીરાજ્ય છે. પૂર્વ તરફ રજપુતાના, મધ્યહિંદ એજન્સિ, મધ્યપ્રાંત અને નિજામનું રાજ્ય આવેલાં છે, અને પશ્ચિમ દિશામાં મોટો અરબી સમુદ્ર આવેલો છે.

મુંબઇઇલાકાનો નકશો જોતાં તેમાં ઘણા જુદા જુદા રંગો તમારા જોવામાં આવશે, પરંતુ તેમાં મુખ્ય ત્રણ રંગો છે, તે તમારે ધ્યાનમાં રાખવાના છે. ૧ લાલ રંગ. અંગ્રેજ સરકારનો ખાલસા–તાબે કરેલો–મુલક છે. ૨ પીળો રંગ. આપણાજ દેશના નાના નાના રાજાઓનો મુલક છે. ૩ લીલો રંગ છે, તે સ્વતંત્ર મુલક છે. દેશી રાજાઓને અંગ્રેજ સરકારને દરવરસે અમુક રૂપીઆ ખંડણીરૂપે આપવા પડે છે. લીલા રંગવાળો ભાગ સ્વતંત્ર હોવાથી તે અંગ્રેજીરાજ્યને કંઈ આપતા નથી. સ્વતંત્ર રાજ્ય ફકત દીવ, દમણ અને ગોવામાં જ છે, અને તે પોર્ટુગલ નામનો દેશ યુરોપમાં આવેલો છે, ત્યાંના રાજાને તાબે છે. ઉપર કહેલા ત્રણ રંગો સિવાય બાકીના રંગોનો સમાવેશ લાલ રંગમાં થઇ જાય છે, અને તે જિલ્લાઓની જુદી જુદી હદ બતાવવાને માટે જ પૂરવામાં આવ્યા છે.

## કુદરતી વિભાગ.

કુદરત એટલે જે પોતાની મેળે ઉત્પન્ન થયું છે તે. પરમાત્માનું કામ. કુદરતી વિભાગ એ તે સ્થળે બોલાતી ભાષા, લોકોના રીતરિવાજ અને ભૂતળરચના ઉપરથી પડેલા હોય છે. મુંબઇઇલાકાની છેક ઉત્તરે સિંધ આવેલો

છે, ત્યાં સિંધી ભાષા બોલાય છે, તેથી તથા સિંધુ નદી આવેલી છે, તે ઉપરથી તેને **સિંધ** કહે છે. સિંધની દક્ષિણે કચ્છ આવેલો છે. કચ્છ શબ્દનો અર્થ દરીઆકાંઠાની જમીન એવો થાય છે, તેથી તથા ત્યાં બોલાતી કચ્છી ભાષા ઉપરથી તેનું નામ કચ્છ પડયું છે. કચ્છી ભાષા કંઇક ગુજરાતીને મળતી છે તેથી કેટલાક કચ્છને જુદો ભાગ ગણતા નથી. આપણે ગુજરાતી ભાષા બોલીએ છીએ, તેથી આપણા પ્રાંતને **ગુજરાત** કહે છે. ગુજરાતની દક્ષિણે થાણા જિલ્લો છે, ત્યાંથી મરાઠી ભાષા શરૂ થાય છે, તેથી તે ભાગને **મહારાષ્ટ્ર** કહે છે. મુંબઇ ઇલાકાની છેક દક્ષિણમાં કાનડી ભાષા બોલાય છે, તેથી તે ભાગને **કાનડા** કહે છે.

આ પ્રમાણે મુંબઈઇલાકાના કુદરતીવિભાગ નીચે પ્રમાણે છે.

**૧ સિંધ. ૨ કચ્છ. ૩ ગુજરાત. ૪ મહારાષ્ટ્ર. ૫ કાનડા.**

## રાજકીય વિભાગ.

રાજ્ય તરફથી દેશના જે ભાગ પાડવામાં આવે છે તેને રાજકીય વિભાગ કહે છે. કેટલીક વખતે કુદરતી અને રાજકીય બંને વિભાગ સરખા હોય છે, જેમકે આપણા ઇલાકામાં સિંધવિભાગ એ કુદરતી તેમજ રાજકીય બંને એકજ છે. મુંબઈઇલાકાના રાજકીય વિભાગમાં ખાલસા મુલકના પાંચ ભાગ પાડેલા છે. ૧ **સિંધ**. ૨ આપણો ગુજરાતપ્રાંત જેમાં આવેલો છે તે **ઉત્તર વિભાગ**. આ મુંબઇ ઇલાકાની ઉત્તરમાં આવેલો હોવાથી ઉત્તર વિભાગ

અને તેની નીચેનો વિભાગ મધ્યમાં આવેલો હોવાથી ૩ **મધ્ય વિભાગ.** ૪ છેક દક્ષિણમાં આવેલો હોવાથી **દક્ષિણ વિભાગ** કહેવાય છે. ૫ મુંબઇ શહેર અને તેની આસપાસનાં નાનાં ગામડાં–પરાં–નો જુદો વિભાગ છે, તેથી તેને **મુંબઈ અને પરાંવિભાગ** કહે છે. આ દરેક વિભાગ ઉપર આપણા ઉત્તર વિભાગની માફક એકેક કમિશનર મૂકેલા હોય છે, અને તે બધા મુંબઇ ઇલાકાના ગવર્નરની હકુમત નીચે છે.

મુંબઇ ઇલાકામાં ખાલસા મુલક ઉપરાંત દેશીરાજ્યો પણ છે. તેમાંનાં કેટલાંક મુંબઇના ગવર્નરના તાબામાં નહિ પણ આપણા દેશ હિંદુસ્તાનના ઉપરી વાઇસરૉયસાહેબની સીધી દેખરેખ હેઠળનાં છે, તે નીચે પ્રમાણે છે. ૧ **વડોદરા રાજ્ય.** ૨ કચ્છ, કાઠિઆવાડ અને પાલણપુરનાં બનેલાં **પશ્ચિમહિંદ એજન્સિ.**

આ સિવાયનાં બાકીનાં નાનાં નાનાં દેશીરાજ્યો ગવર્નર અને તેના હાથ નીચેના અમલદારો વિભાગના કમિશનરની અને જિલ્લાના કલેકટરોની દેખરેખ હેઠળ છે, એટલે તેના જુદા ભાગો પાડવામાં આવ્યા નથી.

આ પ્રમાણે મુંબઇ ઈલાકાના રાજકીય વિભાગો નીચે પ્રમાણે છે.

**૧ સિંધ વિભાગ, ૨ ઉત્તર વિભાગ, ૩ મધ્ય વિભાગ, ૪ દક્ષિણ વિભાગ, ૫ મુંબઈ અને પરાં વિભાગ, ૬ વડોદરા રાજ્ય, ૭ પશ્ચિમ હિંદ એજન્સિ.**

## કુદરતી રચના.

કોઇપણ દેશનો ઉંચાણ નીચાણનો પ્રદેશ ત્યાં આવેલા પર્વતો અને તેમાં વહેતી નદીઓ ઉપરથી સહેલાઇથી સમજી શકાય છે. મુંબઈ ઇલાકાનો ખણોખરો ભાગ દરીઆકિનારા પર આવેલો હોવાથી કેટલીક નદીઓ એ તરફ વહે છે. મુંબઇ ઇલાકાની ઉત્તરમાં આવેલો સિંધવિભાગ રણનો પ્રદેશ છે.

આપણા ઉત્તર વિભાગનો કેટલોક ભાગ સપાટ પ્રદેશ છે, અને પૂર્વ તરફ ડુંગરો આવેલા છે. મધ્યવિભાગ ડુંગરાળ પ્રદેશ છે, અને ત્યાંની જમીન કાળી છે. બીજા વિભાગો કરતાં મધ્યવિભાગ ઉચ્ચ-ઉંચો-પ્રદેશ છે. દક્ષિણ વિભાગના રત્નાગિરિઅને કોલાબા જિલ્લા દરીઆની સપાટી પર આવેલા છે, અને બાકીના જિલ્લાઓનો પ્રદેશ નીચો છે. મુંબઇ શહેરની ચારે બાજુ ફરતું પાણી છે.

### પર્વતો.

**હાલા**—સિંધની પશ્ચિમ સરહદ પર આવેલો છે, અને તે સિંધને બલુચિસ્તાનથી જુદું પાડે છે.

**અરવલી**—ગુજરાતની ઉત્તરે ઇશાન ખુણા તરફ આવેલો છે. તેનું ઉંચું શિખર-ટોચ-**આબુ** કહેવાય છે. ગુજરાત અને તેની આસપાસના કેટલાક લોકો ઉનાળામાં ત્યાં હવા ખાવા જાય છે. જૈન લોકોનાં સુંદર દહેરાં આ શિખરપર આવેલાં છે, અને તેનું કોતરણી કામ ઘણાજ ઉંચા પ્રકારનું છે. **અંબા-ભવાનીનું** દહેરૂં પણ આ પર્વત પરજ આવેલું છે, અને ઘણા હિંદુ જાત્રાળુઓ ત્યાં જાત્રા કરવાને માટે જાય છે.

**વિંધ્યાચળ** અને **સાતપુડા**–પૂર્વ સરહદ પર આવેલા છે.
સાતપુડાનો એક ફાંટો રાજપીપળાના ડુંગરને નામે ઓળખાય છે, અને ત્યાંથી અકીકના પત્થર નીકળે છે.

**સહ્યાદ્રિ**—મુંબઇ ઈલાકાની પશ્ચિમ દિશાએ ઉત્તર દક્ષિણ આ પર્વત આવેલો છે. પશ્ચિમ દિશાએ આવેલો હોવાથી તેને **પશ્ચિમઘાટ** પણ કહે છે.

પશ્ચિમ કિનારા પર આવેલા થાણા, કોલાબા, અને રત્નાગિરિ જિલ્લાવાળો ભાગ **કોંકણ** કહેવાય છે. તેમાં **મહાબળેશ્વર** અને **માથેરાન** હવા ખાવાનાં સ્થળો છે. મહાબળેશ્વરમાં મુંબઈના ગવર્નર સાહેબ હવાખાવા જાય છે. આ સિવાય કાઠિઆવાડમાં **ગીર**, **ગીરનાર** અને **શેત્રુંજો** પર્વત આવેલા છે; અને પંચમહાલ જિલ્લામાં **પાવાગઢનો** ડુંગર છે.

## નદીઓ.

**સિંધુ**–સિંધ વિભાગમાં આ નદી આવેલી છે. તે હિંદુસ્તાનની ઉત્તરે આવેલા હિમાલય પવર્તમાંથી નીકળે છે, અને સિંધની દક્ષિણે વહી અરબી સમુદ્રને મળે છે. મુંબઇ ઇલાકામાં આ નદી મોટામાં મોટી છે, અને તેની કુલ લંબાઇ ૨૦૦૦ માઇલ છે. સિંધ નામ આ સિંધુ નદી ઉપરથી પડેલું છે. હિંદુ નામ પણ સિંધુના નામ પરથી પડેલું છે. સિંધમાં વરસાદ ઘણોજ ઓછો પડે છે, છતાં આ નદીને લીધે ત્યાં ખેતી સારી થાય છે. ઉનાળાની ઋતુમાં તાપને લીધે હિમાલય પર્વત ઉપરનો બરફ ઓગળી જવાથી આ નદીમાં પૂર આવે છે,

તેથી તે ઋતુમાં પણ નદીની આસપાસનાં ખેતરોમાં નહેરો મારફતે પાણી મેળવી ખેતી કરી શકાય છે. એના ઉપર મુખ્ય શહેર **હૈદ્રાબાદ** છે.

**બનાસ** અને **સરસ્વતી**-અરવલી પર્વતમાંથી નીકળી કચ્છના રણને મળે છે. સરસ્વતી નદી ઉપર મુખ્ય શહેર **સિદ્ધપુર** છે. આ બંને નદીઓ બીજી નદીને કે દરીઆને મળતી નહિ હોવાથી તે કુંવારીકા ગણાય છે, તેથી હિંદુલોકો તેને વધારે પવિત્ર માને છે.

**સાબરમતી**—અરવલીના પર્વતમાંથી નીકળી મહીકાંઠા અને અમદાવાદ જિલ્લામાં થઇ ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર **અમદાવાદ** આવેલું છે.

**મહી**—માળવાના ડુંગરમાંથી નીકળી ખેડાજિલ્લામાં થઇ ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર મુખ્ય શહેર **ખંભાત** છે. મહી નદી ઘણી મોટી હોવાથી અને તેના મુખમાં કેટલાક માઇલ સુધી સમુદ્રનું પાણી આવતું હોવાથી તેને કેટલાક મહીસાગર પણ કહે છે. આ નદીમાં રેતી કરતાં પત્થર વધારે જોવામાં આવે છે. આ નદી ઘણી ઉંડાણમાં વહે છે, અને તેના કાંઠા ઘણા ઉંચા છે. તેની ઉપરનો વાસદ પાસેનો પૂલ ઘણો મોટો છે.

**નર્મદા**—વિંધ્યાચળ પર્વતમાંથી નીકળી રાજપીપળા અને ભરૂચ જિલ્લામાં વહી ખંભાતના અખાતને મળે છે. આ નદીનું બીજું નામ રેવાજી છે, અને તે બહુ પવિત્ર મનાય છે. તેના ઉપર **ભરૂચ**, **ચાણોદ**, અને

**શુકલતીર્થ** આવેલાં છે. આ નદીનો પટ પહોળો હોવાથી તેના મુખથી સો માઈલ સુધી વહાણો ફરી શકે છે. આ નદીમાં કબીરવડ અને સુરપાણનો ધોધ આવેલા છે.

**તાપી**—સાતપુડા પર્વતમાંથી નીકળી સુરત જિલ્લામાં થઈ અરબીસમુદ્રને મળે છે. તેના ઉપર મુખ્ય શહેર **સુરત** છે. સુરત એક જુનું અને જાણીતું બંદર છે.

**ગોદાવરી**—દક્ષિણમાં મોટામાં મોટી નદી છે. તે મધ્ય વિભાગમાં આવેલા નાશક જિલ્લામાંથી પશ્ચિમઘાટ પર્વતમાંથી નીકળી પૂર્વ તરફ વહી નિઝામના રાજ્યમાં જાય છે. આ નદી ઘણી પવિત્ર મનાય છે. ભગવાન રામચંદ્રજીએ પોતાનો વનવાસનો સમય આ નદીના કિનારે ગાળ્યો હતો. આ નદી ઉપર આવેલું **નાશક** અને **ત્ર્યંબક** જાત્રાનાં મોટાં ધામ છે.

**કૃષ્ણા**—પશ્ચિમઘાટમાંથી મહાબળેશ્વર આગળથી નીકળી મધ્યવિભાગ અને દક્ષિણવિભાગમાં થઇ ગોદાવરીની માફક નિઝામના રાજ્યમાં જાય છે.

**ભીમા**—એનું બીજું નામ ચંદ્રભાગા છે; અને તે પણ મહાબળેશ્વર આગળથી નીકળી નિઝામના રાજ્યમાં જાય છે. તેના ઉપર **પંઢરપુર** દક્ષિણમાં મોટામાં મોટું જાત્રાનું ધામ છે.

## ધોધ.

ચોમાસાની ઋતુમાં કોઇ ઘરની અગાશીમાં છાપરાનું પાણી ભેગું થઈ નળ વાટે જેમ નીચે પડે છે, તેમ વરસાદનું પાણી પર્વત કે ખડક ઉપરથી નીચે પડે છે, તેને **ધોધ** કહે છે. મુંબઇઇલાકામાં આવા બે ધોધ છે.

સુરપાણુ–આ ધોધ નર્મદા નદીમાં આવેલો છે, અને ત્યાં જવાનો મુખ્ય રસ્તો રાજપીપળાનો છે. ચાણોદથી હોડીમાંબેસીને પણ ત્યાં જવાય છે. અહીં દર વરસે ચૈત્રી પૂનમે મોટો મેળો ભરાય છે. સુરપાણુના પોપટ વખણાય છે. ધોધનો અવાજ ઘણે દૂર સંભળાય છે, અને નજીકનો દેખાવ ઘણો સુંદર છે.

ગેરસપ્પા—મુંબઇ ઈલાકાની છેક દક્ષિણમાં આવેલા કાનડા જિલ્લામાં વહેતી શિરાવતી નદીમાં આ ધોધ આવેલો છે, અને તે દુનીઆમાં સૌથી ઉંચામાં ઉંચો છે. તેનું પાણી નવસો ફુટની ઉંચાઇએથી પડે છે, અને તેનો દેખાવ ઘણો રમણીય લાગે છે.

## જમીન.

મુંબઇ ઇલાકામાં **સિંધમાં** ખાસ પર્વત નહિ આવેલો હોવાથી જમીન સપાટ છે, અને સિંધુ નદીની રેલ વખતે આસપાસની જમીનમાં પાણી ભરાઇ જઇ કાંપ ઠરે છે. આ જમીન કાળી હોવાથી રૂના પાકને બહુ માફક આવે છે. સિંધની પૂર્વ તરફ મોટું રણ આવેલું છે. રણમાં રેતી હોય છે, અને તે રેતી પવનના ઝપાટાથી ઉડી ઠામ ઠામ મોટા ઢગલા થઇ જાય છે. રેતીમાં ઊંટ મારફતે મુસાફરી કરી શકાય છે.

સિંધની દક્ષિણે **કચ્છ** છે. કચ્છ શબ્દનો અર્થ દરીઆ કાંઠાની જમીન થાય છે, અને કચ્છ અરબીસમુદ્રના કિનારા પરજ આવેલું છે. પહેલાંના વખતમાં આ તમામ ભાગ દરીઆનો હતો એમ કહેવાય છે, અને ત્યાં પાણી ખસી જવાથી આ પ્રદેશ બન્યો છે. હજી પણ કચ્છની ઉત્તર અને પૂર્વમાં આવેલાં

રેતીનાં રણ આ વાતની સાક્ષી પૂરે છે. અત્યારે પણ કેટલીક વખત આ રણમાં કચ્છના અખાત મારફતે દરીઆનું પાણી ફરી વળે છે; અને તેથી તેની જમીન ખારાશવાળી છે.

ઉત્તરવિભાગમાં ઘણીખરી જમીન સારો પાક ઉત્પન્ન કરે તેવી–ફળદ્રુપ–છે. મહારાષ્ટ્રનો ભાગ પર્વતોને લીધે ખાડા ટેકરાવાળો છે, અને દક્ષિણનો ભાગ ફળદ્રુપ મેદાનોનો બનેલો છે.

## કિનારો.

કોઇપણ દેશની પાસે દરીઓ આવેલો હોય અને તે દેશનો કિનારો ખાંચાખુંચીવાળો હોય તો વેપાર દરીઆ માર્ગે સારો થઇ શકે છે. મુંબઇઇલાકાનો ઘણોખરો ભાગ અરબીસમુદ્રના કિનારાપર આવેલો હોવાથી કરાંચી અને મુંબઈ જેવાં બંદરો મારફતે પરદેશ જોડે સારો વેપાર થઇ શકે છે. આ કિનારા ઉપર કચ્છ અને **ખંભાતના** અખાત આવેલા છે, અને મુખ્ય બંદરોમાં **કરાંચી, માંડવી, દ્વારકાં, ભાવનગર,** ખંભાત, **મુંબઇ,** અને **કારવાડ** છે.

## ટાઢ–તાપ.

આપણા દેશમાં ત્રણ ઋતુઓ છે. ૧ શિઆળો, ૨ ઉનાળો, અને ૩ચોમાસું. શિઆળામાં ટાઢ અને ઉનાળામાં તાપ પડે છે. તમે જાણો છો કે પૃથ્વી ઉપર સૂર્યનો તાપ પડે છે. સવાર અને સાંજ કરતાં બપોરે તાપ વધારે લાગે છે, તેનું કારણ એ છે કે બપોરે સૂર્ય આપણા માથા ઉપર હોય છે, ત્યાંથી તેનાં કિરણો સીધાં પડે છે, તેથી તાપ વધારે લાગે છે. સવાર સાંજ સૂર્યનાં કિરણો ત્રાંસાં પડવાથી તાપ ઓછો લાગે છે.

આપણી પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે, તેથી આપણો દેશ જ્યારે સૂર્યની પાસે હોય અને તેનાં કિરણો સીધાં પડે ત્યારે આપણે ત્યાં ઉનાળો હોય છે, અને તાપ ઘણો લાગે છે. શિઆળામાં તેથી ઉલટું થાય છે.

ઉનાળામાં આપણે અગાશીમાં બેસી આરામ મેળવીએ છીએ. અગાશી જેમ વધારે ઉંચી તેમ તાપ ઓછો લાગે છે. જેમ જેમ આપણે આકાશમાં જતા જઇએ, તેમ તેમ તાપ ઓછો લાગે છે. આવાજ કારણને લીધે પર્વતો ઉંચા હોવાથી ઉનાળામાં લોકો તેના શિખર ઉપર હવાખાવા માટે જાય છે. જે દેશ દરીઆની પાસે આવેલો હોય ત્યાં પણ તાપ ઓછો માલમ પડે છે. અમદાવાદ કરતાં મુંબઇમાં તાપ ઓછો લાગે છે, કારણકે તેની પાસે દરીઓ આવેલો છે.

આ પ્રમાણે દેશ ઉંચો હોય, પાસે દરીઓ હોય, કે વનસ્પતિનાં જંગલો આવેલાં હોય તો ત્યાં તાપ ઓછો લાગે છે. તેથી ઉલટું દેશથી દરીઓ ઘણો દૂર હોય, પાસે પર્વતો કે જંગલો ન હોય અને ઉલટાં રેતીનાં રણ હોય તો તાપ ઘણો પડે છે. આપણા ઇલાકામાં સિંધમાં તાપ ઘણોજ વધારે પડે છે, અને દક્ષિણના પ્રદેશમાં તાપ ઓછો પડે છે, તેનું કારણ હવે તમે સમજી શકશો.

## વરસાદ.

આપણા દેશમાં ચોમાસામાં વરસાદ વરસે છે. ચોમાસું ઉનાળા પછી બેસે છે. ઉનાળામાં સૂર્યના તાપને લીધે નદી, દરીઆ વગેરેનાં પાણીની વરાળ થઈ ઉંચે ચઢે છે. એ ઉંચે

ચઢેલી વરાળનાં વાદળાં બંધાય છે, અને વરાળ તે ઠારનાર ઉંચા પર્વતો અને જંગલોની સાથે જ્યારે અથડાય છે, ત્યારે તેની ઠંડકને લીધે વરસાદ વરસે છે. આ ઉપરથી તમો સમજી શકશો કે દેશના જે ભાગમાં જંગલો અને પર્વતો વધારે આવેલા હોય ત્યાં બીજા ભાગો કરતાં વરસાદ વધારે પડે છે. અરબી સમુદ્રના કિનારા પર આવેલા રત્નાગિર અને કોલાબા જિલ્લાઓમાં મુંબઈ ઇલાકામાં સૌથી વધારે વરસાદ પડે છે; તેનું કારણ હવે તમે સહેજે સમજી શકશો. સિંધમાં પર્વતો અને જંગલો નહિ હોવાથી અને ઉલટું રણ હોવાથી સૌથી ઓછામાં ઓછો વરસાદ ત્યાં પડે છે.

## વનસ્પતિ.

મુંબઇ ઇલાકાના જુદા જુદા ભાગમાં જુદી જુદી વનસ્પતિ ઊગે છે. જ્યાં જ્યાં ડુંગરો આવેલા છે, ત્યાં ત્યાં જંગલો વિશેષ જોવામાં આવે છે. રણના પ્રદેશમાં જ્યાં પાણી બિલકુલ હોતું નથી, ત્યાં કોઇપણ જાતની વનસ્પતિ ઊગી શકતી નથી. કાઠિઆવાડના ગીરનાર ડુંગરમાં, પંચમહાલ અને પૂર્વના ડુંગરોમાં મહુડા, સીસમ, રાયણ, સાગ, અને વાંસનાં ઝાડ પુષ્કળ થાયછે. સિંધમાં બાવળનાં ઝાડ ઘણાં ઊગેછે. ઘાટ પર સાગ, ખેર અને વાંસ થાય છે. કાનડા તરફનાં જંગલોમાં સુખડનાં ઝાડ દીઠામાં આવે છે. દરીઆ કિનારાની રેતાળ જમીનમાં નાળિએરી, સોપારી, તાડ, ખજુરી વગેરેનાં ઝાડો પુષ્કળ થાય છે. આ સિવાય આંબા, લીમડા, આંબલી, વડ, પીપળા, મહુડા વગેરેનાં ઝાડ ઇલાકામાં ઘણેખરે ઠેકાણે દીઠામાં આવે છે.

## ખેતી.

જમીનની મુખ્ય ત્રણ જાત છે. ૧ કાળી, ૨ ગોરાડુ, ૩ રેતાળ. કાળી જમીન ચીકણી હોવાથી તેમાં મુખ્યત્વે કરીને કપાસ, ઘઉં અને ડાંગર સારાં પાકે છે. સિંધમાં સિંધુ નદીની આસપાસની જમીનમાં કાળો કાંપ ઠરવાથી ત્યાં કપાસનો અને ઘઉંનો પાક સારો થાય છે. ઉત્તર-વિભાગમાં ભરૂચ જિલ્લાની અને મધ્યવિભાગના ખાનદેશ જિલ્લાની જમીન કાળી હોવાથી ત્યાં રૂનો પાક સારો થાય છે. દરીઆ કિનારાની જમીન રેતાળ હોવાથી દક્ષિણમાં નાળિએર, સોપારી વગેરે સારાં થાય છે. બાકીના ભાગોમાં જ્યાં જ્યાં ગોરાડુ જમીન છે, ત્યાં જુદી જુદી જાતનાં અનાજ અને મેવા પુષ્કળ થાય છે.

## જનાવરો.

કોઇપણ દેશની હવા અને રચના ઉપર જનાવરોનો આધાર છે. ગાય, ભેંસ, બકરાં, ઘેટાં, કુતરાં, ગધેડાં ઇલાકાના તમામ ભાગોમાં દીઠામાં આવે છે. કચ્છ અને કાઠિઆવાડના ઘોડા વખણાય છે. સિંધમાં રેતીના રણમાં મુસાફરી કરવા ઊંટ ખપ આવે છે. જંગલમાં વાઘ, દીપડા, ચિત્તા, ડુક્કર, હરણ, રીંછ, સાબર વગેરે દીઠામાં આવે છે. ગીરના ડુંગરોમાં સિંહ નજરે પડે છે. બળદ ખેતીના કામમાં આવે છે.

## વસ્તી

આપણા ઇલાકાનું ક્ષેત્રફળ ૧૮૬૯૯૪ ચો. માઇલ છે, અને તેની મુખ્ય વસ્તી હિંદુ, પારસી, અને મુસલમાનોની છે.

અંગ્રેજીરાજ્ય તરફથી દર દસ દસ વર્ષે વસ્તીની ગણુતરી થાય છે. છેલ્લી ગણુતરી ૧૯૩૧ ની સાલમાં થઇ હતી. તે ગણુતરી પ્રમાણે આપણા ઈલાકાની કુલ વસ્તી ૨,૬૭,૦૧,૧૪૮ માણુસની છે. તેમાં ૨,૧૦,૨૭, ૪૭૮ હિંદુ, ૪,૮૧,૩૪૨ જૈન, ૪૬,૧૫,૭૭૩ મુસલમાન, ૨,૭૬,૭૩૫ ખ્રિસ્તી અને ૮૫,૧૪૯ પારસીઓ છે. સૌથી વધારે વસ્તી હિંદુઓની છે. અને સૌથી ઓછી પારસીઓની છે. મુંબઇમાં પારસીઓની વસ્તી વધારે છે. તેઓ ચતુર, સાહસિક અને હોશિયાર છે. જંગલમાં ભીલ, કોળી, નાયકા વગેરે અનાર્ય જાત વસે છે.

## ધર્મ

મુંબઇ ઈલાકામાં મુખ્ય પાંચ ધર્મો છે.

૧ **હિંદુધર્મ**–આ ધર્મના ઘણા પંથ–ફાંટા છે. તેમાંના શૈવ, વૈષ્ણવ, સ્વામિનારાયણ, અને આર્યસમાજી મુખ્ય છે.

૨ **જૈનધર્મ**-આ લોકોના આચારવિચાર હિંદુઓ જેવાજ છે, પરંતુ તેઓ જીવદયાને વધારે માનનારા છે. જૈનધર્મના બે વિભાગ છે. ૧ **શ્વેતાંબરી** અને ૨ **દિગંબરી.**

૩ **મુસલમાનીધર્મ**--આ ધર્મના સ્થાપનાર હજરત મહમદપેગંબરસાહેબ હતા. મુસલમાનો મૂર્તિ-પૂજાને માનતા નથી. ત ધર્મના શિઆ અને સુન્ની એવા બે ભાગ છે.

૪ **જરથોસ્તી ધર્મ**–પારસી લોકો આ ધર્મ પાળે છે. પારસીઓ મૂળ ઇરાનદેશના રહેવાસી હતા. ત્યાંથી તેઓના ઉપર મુસલમાનોનો હુમલો થવાથી તેઓ આ દેશમાં આવી વસેલા છે. તેઓ અગ્નિની પૂજા કરે છે.

૫ **ખ્રિસ્તી ધર્મ**—આ ધર્મ સ્થાપનાર લૉર્ડ જીસસ ક્રાઇસ્ટ છે. યુરોપીયનોના સહવાસથી કેટલાક દેશીઓએ આ ધર્મ સ્વીકાર્યો છે, અને તેઓ દેશીખ્રિસ્તી કહેવાય છે. હિંદુધર્મનું પવિત્ર પુસ્તક **વેદ**, મુસલમાનોનું **કુરાન**, અને ખ્રિસ્તીઓનું **બાઇબલ** છે.

## ધંધો.

આપણા દેશની ઘણીખરી વસ્તી ગામડાંમાં છે. ગામડાંના લોકોનો મુખ્ય ધંધો ખેતી છે. સોમાંથી ૬૪ માણુસો ખેતી કરનાર છે. તેઓ જમીન ખેડી તથા જાનવરો ઉછેરી પોતાનું ગુજરાન ચલાવે છે. પહેલાંના સમયમાં ‘ ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, અને કનિષ્ઠ નોકરી ’ ગણાતી હતી. અત્યારે દેશમાં વારંવાર વરસાદની તાણને લીધે અને મજુરીના દર મોંઘા થવાથી ખેડુતોની દશા દિનપરદિન બગડતી જાય છે. ખેતી ઉપરાંત કેટલાક લોકો હુન્નરઉદ્યોગને લગતું કામ કરે છે, કેટલાક વેપાર કરે છે, અને કેટલાક સરકારી તથા ખાનગી નોકરીઓ કરે છે. અંગ્રેજીરાજ્ય સ્થાપન થયા પછી આ દેશનાં મોટાં શહેરોમાં કાપડ સુતર વણવાનાં કારખાનાં નીકળ્યાં છે, તેમાં પણ ઘણા લોકો નોકરી કરી પોતાનું ગુજરાન ચલાવે છે.

## ખનીજો.

જે ખાણમાંથી નીકળે તે ખનીજ કહેવાય. આગગાડીમાં બાળવામાં આવતો કોલસો ખનીજ કોલસો છે. મુંબઇ ઇલાકામાં સિંધમાં ફટકડી, તાંબું, સીસું અને ગંધક થાય છે, પણ તેમાંથી ફક્ત ફટકડીજ પૂરતા જથ્થામાં કાઢવામાં આવે છે.

કચ્છમાં **સુરોખાર** અને **ફટકડી** નીકળે છે. કાઠિઆ-વાડમાં પોરબંદરની પાસે **પત્થર** નીકળે છે. આરાસુરમાંથી **આરસપહાણ** નીકળે છે. પંચમહાલમાંથી **લોઢું** અને **મેંગેનીઝ** ધાતુ નીકળે છે. રાજપીપળાના ડુંગરોમાંથી **અકીક** નીકળે છે, અને તે સાફ થવા ખંભાત જાય છે. ધારવાડમાં **લોઢા** અને **સોનાની** ખાણો છે, અને તેમાંથી હાલ તે ખોદી કાઢી સાફ કરવામાં આવે છે.

## નહેરો.

મુંબઇ ઈલાકામાં સિંધજ એક એવો પ્રદેશ છે કે જ્યાં વરસાદ ઓછો પડે છે, તેથી નહેરો મારફતે ત્યાં ખેતી કરવામાં આવે છે. સિંધમાં સક્કર આગળ એક મોટો બંધ બાંધી ખેતીને પાણી પૂરૂં પાડવાની યોજના રૂપીઆ ૨૦ કરોડના ખર્ચે સરકાર તરફથી હાથ ધરવામાં આવી છે. પ્રાંતીજ તાલુકામાં હાથમતી નદીમાંથી પાણી લેઈ ખેતી કરવામાં આવે છે. દક્ષિણમાં ગોદાવરી નદીમાંથી પણ નહેરો મારફતે ખેતરોને પાણી પૂરૂં પાડવામાં આવે છે.

## હુન્નરઉદ્યોગ.

આપણા દેશમાં કપાસ પુષ્કળ પાકે છે. મુંબઇ ઈલાકામાં પણ સિંધ, ગુજરાત, ખાનદેશ વગેરે સ્થળે કપાસનો પાક સારો થાય છે. પહેલાંના વખતમાં આપણા દેશમાં હાથની સાળો પર પુષ્કળ કાપડ વણાતું હતું, અને તે એવું ઝીણું અને સુંદર બનતું કે પરદેશમાં તેનો મોટો વેપાર ચાલતો હતો. હાલમાં અંગ્રેજી રાજ્ય સ્થાપન થયા પછી પરદેશી કાપડની આયાતથી આ હુન્નર બંધ પડયો છે. હાલમાં

અમદાવાદ, અને મુંબાઇમાં ઘણી મિલો હોવાથી સુતરાઉ કાપડ ઘણું વણાય છે. અમદાવાદ, સુરત, નાશક અને પુનામાં રેશમી કાપડ વણાય છે. રેશમ પરદેશથી આવે છે. અમદાવાદ અને સુરતમાં કસબ સારો થવાથી કીનખાબ, ફીત વગેરે સારાં બને છે. આ ઉપરાંત સુરતમાં હાથીદાંતનાં રમકડાં અને સુખડ ઉપરનું કોતરણી કામ સારૂં થાય છે. સિંધ અને કચ્છમાં સોનારૂપાનું કોતરણી કામ સારૂં થાય છે. નાશક અને પુનામાં તાંબાપિત્તળનાં વાસણો સારાં બને છે. આ સિવાય પાટણનું કુંભારકામ, સંખેડાનું લક્કડકામ વગેરે વખણાય છે.

## વેપારના માર્ગ.

હાલમાં આપણે એક ગામથી બીજે ગામ જવું હોય, તો ઘણું કરીને આગગાડી મારફતે જઈ શકીએ છીએ. આગગાડીમાં માણસો જાઆવ કરી શકે છે, એટલુંજ નહિ, પણ દરરોજના વપરાશમાં આવતી તમામ ચીજો પણ આગગાડી મારફતે લઇ જઇ શકાય છે. આગગાડી આ દેશમાં દાખલ થયે ૭૫ વર્ષ થયાં છે. ત્યાર પહેલાં મુસાફરી પગે યા બળદગાડીમાં કરવી પડતી હતી. એક ગામથી બીજે ગામ માલ પણ આ ગાડાં અને પોઠો મારફતે લેઇ જવામાં આવતો હતો. અત્યારે આગગાડી ઉપરાંત મોટી નદીઓમાં અને મુંબઈ ઈલાકાના પશ્ચિમ કિનારાનાં બંદરોનો વેપાર હોડીઓ અને આગબોટો મારફતે ચાલે છે. વળી હાલમાં નીકળેલી મોટરો પણ મુસાફરી કરવાનું તથા માલ લાવવા લેઈ જવાનું સાધન થઇ પડી છે.

## રેલવેઓ.

હાલમાં મુંબઇ ઇલાકામાં નીચેની રેલવેઓ મુખ્ય છે.

**બોમ્બે બરોડા એન્ડ સેન્ટ્રલ ઇંડિઆ રેલવે.** એને ટુંકામાં બી. બી. એન્ડ. સી. આઈ. રેલવે કહે છે. ઉત્તર

વિભાગમાં આ મુખ્ય રેલવે છે. તે લાઇનનો એક ભાગ મુંબઈથી અમદાવાદ થઇ વીરમગામ સુધી ગએલો છે, અને તેની ઉપર ગુજરાતનાં લગભગ તમામ શહેરો અને મોટાં ગામો આવી જાય છે.

અમદાવાદથી કાઠિઆવાડ તરફ જવા માટે એક નાના માપની ગાડી ધોળકા થઇ બોટાદ સુધી જાય છે, અને ત્યાંથી ભાવનગર અને કાઠિઆવાડનાં બીજાં ગામોમાં જઇ શકાય છે. વીરમગામથી એક મોટી લાઈન ખારાઘોડાઃ સુધી જાય છે. આ લાઇન મારફતે ખારાઘોડાનું મીઠું આખા ગુજરાતને પૂરું પાડવામાં આવે છે. એક ફાંટો અમદાવાદથી વીરમગામ થઈ વઢવાણ તરફ જાય છે, અને ત્યાંથી પણ કાઠિઆવાડ તરફ જુદી જુદી લાઇનો મારફતે જવાય છે. વીરમગામથી એક ગાડી મહેસાણા તરફ પણ જાય છે. અમદાવાદથી એક નાની લાઇન **રજપુતાના માળવા રેલવે** મારફતે ઠેઠ દિલ્હી સુધી જવાય છે. સિંધ જવા માટે પણ આગાડીમાંજ બેસવુ પડે છે, પરંતુ મારવાડ સ્ટેશને ગાડી બદલવી પડે છે.

અમદાવાદથી મુંબઇ તરફ જતાં આણંદ આવે છે. તે રેલવેનું જંકશન છે. અહીંથી એક ગાડી ખંભાત તરફ, એક ડાકોર થઈ ગોધરા તરફ, અને એક વડોદરા થઇ મુંબઇ જાય છે. વડોદરાથી ગોધરા જવાની એક પરભારી લાઇન પણ છે. ગુજરાતમાં આ સિવાય ગાયકવાડી રેલવે અને બીજી ગુજરાત રેલવે વગેરે નાની રેલવેઓ પણ છે.

સુરતથી એક લાઇન ખાનદેશ તરફ જાય છે, તેને **ટાપ્ટીવેલી રેલવે** કહે છે.

મધ્ય વિભાગમાં મુખ્ય રેલવે **જી. આઈ. પી.** છે. મુંબઈથી એક ફાંટો ઇશાન ભણી નાશક તરફ જાય છે, અને બીજો અગ્નિખુણા તરફ પુના સુધી જાય છે. દક્ષિણ

વિભાગમાં મુખ્ય રેલવે સધર્ન મરાઠા રેલવે છે. તેની મારફતે છેક દક્ષિણમાં મુસાફરી થઇ શકે છે.



## નિકાશ અને આયાત.

**નિકાશ**—આપણા દેશમાં જે જે ચીજો પાકે છે, તે બધી આપણે વાપરી દેતા નથી. ખપ કરતાં વધારાની ચીજો આપણે પરદેશ મોકલીએ છીએ, તેને નિકાશ કહે છે. આવી નિકાશ થતી ચીજોમાં સુતરાઉ કાપડ, રૂ, અનાજ, તેલીબીઆં-જેમાંથી તેલ જેવો પ્રવાહી પદાર્થ નીકળે છે ત-- ચામડાં વગેરે મુખ્ય છે.

**આયાત**—પરદેશથી જે માલ આપણા દેશમાં આવતો હોય તેને આયાત કહે છે. લોખંડનો સામાન, સુતરાઉ, ગરમ, અને રેશમી કાપડ, કેરોસીન, કોલસા, કાચ, કાગળ, દવાઓ અને બીજો પરચુરણ સામાન પરદેશથી આવે છે.

## રાજ્યવહીવટ.

આપણા દેશનું નામ **હિન્દુસ્તાન** છે. તેની ઉપર **મહારાજા પાંચમા જ્યોર્જ** રાજ્ય કરે છે. તેમનો દેશ અત્રેથી ૫૦૦૦ માઇલ દૂર છે. તેઓ જાતે અહીં રાજ્ય કરવા આવતા નથી, પણ તેમની વતી એક મુખ્ય અમલદાર હિંદુસ્તાનમાં રહે છે, તે **વાઇસરૉય** કહેવાય છે. વાઇસરૉયના હાથ નીચે ઇલાકાવાર **ગવર્નર** મૂકેલા છે, તે પોતાના ઇલાકાનો રાજકારભાર ચલાવે છે. વાઇસરૉય અને દરેક ગવર્નર પાંચ વર્ષ સુધી રહી શકે છે. ગવર્નરને મદદ કરવાને માટે બે સભાઓ છે. એક સભાને કાયદા બાંધનારી સભા—ધારાસભા કહે છે, અને બીજીને કાયદા અમલમાં મૂકનારી સભા કહે છે. ધારાસભામાં ૧૧૧ સભાસદો છે. તેમાં પ્રજાએ ચૂંટી કાઢેલા ૮૬ સભાસદો છે. બાકીના સભાસદો સરકાર નીમે છે. સરકારે નીમેલા સભાસદોમાં વધારેમાં વધારે ૧૬ સરકારી નોકરો

હોય છે, અને બાકીના પ્રજામાંથી પસંદ કરેલા હોય છે. આ ધારાસભા ત્રણ વર્ષ સુધી કામકાજ કરે છે.

ધારાસભાના પ્રજાના ચૂંટેલા સભાસદોમાંથી ત્રણ પ્રધાનો નીમવામાં આવે છે. તેમને કેળવણી, મ્યુનિસિપાલિટી ને લોકલબોર્ડ, અને આબકારી તથા જંગલખાતાનો કારભાર સોંપવામાં આવે છે. કારભાર ચલાવનાર મંડળમાં આઠ સભાસદો હોય છે. તેમાં ગવર્નર સાહેબ, ચાર સરકારે નીમેલા સભાસદો અને ઉપર કહેલા ત્રણ દેશી પ્રધાનો હોય છે.

સરકારી કામકાજ કરવાને માટે એક મોટી ઓફિસ હોય છે. તેમાં સરકારી સેક્રેટરી બધું કામકાજ તૈયાર કરી કારોબારીમંડળ આગળ મૂકે છે. મુંબઇ સરકારની વડી ઓફિસ મુંબઇમાં છે, પરંતુ ત્રણ ઋતુમાં ત્રણ જુદે જુદે સ્થળે ગવર્નરનો મુકામ રહે છે, અને તે સમયે તેમની ઓફિસ અને ધારાસભાની બેઠકો ત્યાં થાય છે. શિઆળામાં મુંબઈ, ઉનાળામાં મહાબળેશ્વર અને ચોમાસામાં પુનામાં ગોઠવણ કરેલી છે.

ન્યાયખાતાનું કામ મુંબઇમાં એક મોટી કચેરી છે, ત્યાં થાય છે, તેને હાઈકોર્ટ કહે છે. હાઇકોર્ટના તાબામાં નાની નાની કોર્ટોના મુન્સફો તથા જિલ્લાના બીજા ન્યાયખાતાના અમલદારો હોય છે.

મુંબઈના ગવર્નરના હાથ નીચે વિભાગવાર કમિશનરો છે, અને કમિશનરોના હાથ નીચે જિલ્લાવાર કલેકટરો અને કલેકટરોના હાથ નીચે તાલુકાદીઠ મામલતદારો છે. તાલુકાના ગામોમાં ગામદીઠ તલાટી અને મુખીઓ મૂકેલા છે.

ગામડાં અને મોટાં શહેરોનો વહીવટ કરવા માટે

ધારાસભાની માફક ચૂંટણી કરી ગામડાં માટે **લોકલબોર્ડ** અને શહેરો માટે **મ્યુનિસિપાલિટીઓ** સ્થાવપામાં આવી છે.

## દેશીરાજ્યો.

પાછળ કહ્યું તેમ મુંબઇ ઇલાકાનાં દેશીરાજ્યોના બે વિભાગ પડે છે. એક વાઇસરૉયના તાબા હેઠળનાં અને બીજાં ગવર્નરની દેખરેખ નીચેનાં છે.

વડોદરા રાજ્ય ઉપર પ્રથમ મુંબઇ ઇલાકાના ગવર્નરની દેખરેખ હતી, પરંતુ ૧૮૭૫ની સાલથી તેને વાઇસરૉયના તાબામાં સોંપવામાં આવ્યું છે, અને ત્યાં વાઇસરૉય તરફથી નીમેલા **રેસિડન્ટ** રહે છે. સને ૧૯૨૪ની સાલથી કાઠિઆવાડ, કચ્છ અને પાલણપુર એજન્સિને **પશ્ચિમ હિંદનાં દેશી રાજ્યોનું** નામ આપી વાઇસરૉયની સત્તા નીચે મૂકવામાં આવ્યાં છે, અને ત્યાં એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ નીમવામાં આવે છે.

મુંબઈના ગવર્નરની દેખરેખ હેઠળનાં દેશીરાજ્યોના પણ બે ભાગ છે. એક ગવર્નરની સીધી દેખરેખ હેઠળનાં અને બીજાં કમિશનરની સત્તા નીચેનાં છે. દક્ષિણમાં આવેલું કોલ્હાપુરનું દેશીરાજ્ય મુંબઇ સરકારની દેખરેખ નીચે છે. કમિશનરની દેખરેખ નીચેનાં દેશીરાજ્યોમાં એજન્સિ મોટી હોય તો જુદો પોલિટિકલ એજન્ટ નીમવામાં આવે છે, અને એજન્સિ નાની હોય તો તેની પાસેના જિલ્લાના કલેક્ટરને પોલિટિકલ એજન્ટનું કામ સોંપેલું હોય છે. તેઓ દેશીરાજ્યોના કારભાર ઉપર પૂરતી દેખરેખ રાખે છે.

---

# ગુજરાતપ્રાંત.

આપણો દેશ ગુજરાત છે. આપણે જે ભાષા બોલીએ છીએ તે ગુજરાતી ભાષા કહેવાય છે. તમારે ભણવાનાં પુસ્તકો પણ તે ભાષામાં લખેલાં છે. અસલ આ સ્થળે ભટ્ટાર્ક ગુર્જર નામનો સરદાર થઈ ગયો, તેના નામ પરથી આપણા પ્રાંતનું નામ **ગુર્જરરટ્ટ** અને છેવટે **ગુજરાત** પડયું છે. ગુજરાતમાં વસનારઃ હિંદુ, પારસી, મુસલમાનો વગેરે સઘળા લોકો જેઓ ગુજરાતી ભાષા બોલનારા છે, તેઓ ગુજરાતી કહેવાય છે.

## ઇતિહાસ.

હાલમાં ગુજરાતમાં અંગ્રેજ કરકારનું રાજ્ય છે. તેઓ પરદેશી છે. હાલ રાજા **પાંચમાજયોર્જ** છે. તેમના તરફથી માણસો આવી અહીં રાજ્ય ચલાવે છે. ગુજરાતમાં અંગ્રેજી રાજ્ય સ્થાપન થયે ફક્ત ૧૦૦ વર્ષ થયાં છે. ત્યાર પહેલાં ગુજરાતમાં મરાઠાઓનું રાજ્ય હતું. તે રાજ્યની એક શાખા હાલ વડોદરામાં રાજ્ય કરે છે. મરાઠા પહેલાં ગુજરાતમાં મુસલમાનોનું રાજ્ય હતું. અમદાવાદ શહેર વસાવનાર અહમદશાહ એ ગુજરાતનો સ્વતંત્ર બાદશાહ હતો. તેમની પહેલાં ગુજરાત ઉપર દિલ્હીના મુસલમાન રાજાઓના સુબા આવી રાજ્ય 'કરતા. ઇ. સ. ૧૩૦૪માં દિલ્હીના અલ્લાઉદ્દીન બાદશાહે ગુજરાત જીતી લઈ સુબા મોકલવા શરૂ કર્યા. તે પહેલાં ગુજરાતમાં રજપુત રાજાઓનું રાજ્ય હતું. રજપુતોમાં ઘણા વંશના રાજા થઈ ગયા છે. સૌથી જુનામાં જુનું રાજ્ય દ્વારકાંનું હતું, અને તેમાં કૃષ્ણ અને બળદેવ નામના રાજાઓ રાજ્ય કરતા હતા.

**સીમા**—છોકરાંઓ, તમે ગુજરાતપ્રાંતના નકશા તરફ જોશો તો જણાશે કે તેની ઉત્તરે કચ્છનું રણ, મારવાડ અને અરવલીનો કેટલોક ભાગ આવેલો છે. દક્ષિણે મહારાષ્ટ્ર અને અરબીમુદ્ર આવેલાં છે. પૂર્વે માળવા અને ખાનદેશ તથા પશ્ચિમે અરબી સમુદ્ર અને કચ્છનો અખાત આવેલાં છે. ગુજરાત પ્રાંતની ઉત્તર દક્ષિણ લંબાઈ ૩૨૦ માઇલ અને પૂર્વ પશ્ચિમ પહોળાઈ ૩૬૦ માઇલની ગણાય છે.

**ભૂરચના**–ગુજરાતપ્રાંતની પશ્ચિમે અને દક્ષિણે અરબી સમુદ્ર આવેલો છે. કચ્છ અને ખંભાત આગળ એ કાંઠો અંદર જવાથી ત્યાં આગળ અખાત બને છે, અને તેથી ત્યાં વહાણો જઇ શકે છે.કાઠિઆવાડનો કિનારો સાધારણ ખાંચા-ખુંચીવાળો હોવાથી ત્યાં કેટલાંક બંદરો આવેલાં છે. ખંભાત, ભરૂચ અને સુરત એ પહેલાંના વખતમાં નામીચાં બંદરો હતાં. કાઠિઆવાડમાં ગીરનાર પર્વતવાળો ભાગ ડુંગરાવાળો છે. ગુજરાતપ્રાંતનો મધ્યભાગ સપાટ છે, અને ત્યાંની જમીન ફળદ્રુપ હોવાથી ખેતી સારી થાય છે. ઉત્તર અને પૂર્વ તરફનોઘણોખરો ભાગ પહાડી હોવાથી ત્યાં જંગલો આવેલાં છે.

**કુદરતી વિભાગ**—ગુજરાતના કુદરતી રીતે ત્રણ વિભાગ જુદાજ માલમ પડે છે. ૧ **કચ્છ, ૨ કાઠિઆવાડ, દ્વીપકલ્પ, ૩ શુદ્ધ ગુજરાત.**

**રાજકીય વિભાગ**–રાજ્યની સગવડ માટે જે વિભાગ પાડવામાં આવે છે, તેને રાજકીયવિભાગ કહે છે. રાજકીય વિભાગ પાડતાં ગુજરાતની સાથે થાણા જિલ્લો ગણી લેવામાં આવ્યો છે. અને તે બધાનો **ઉત્તરવિભાગમાં** સમાવેશ થાય છે. ઉત્તરવિભાગના રાજકીયવિભાગ નીચે પ્રમાણે છે.

### ૧ ખાલસા મુલક (અંગ્રેજી રાજ્ય)

૧ અમદાવાદ જિલ્લો ૨ ખેડા જિલ્લો ૩ ભરૂચ જિલ્લો ૪ સુરત જિલ્લો ૫ પંચમહાલ જિલ્લો ૬ થાણા જિલ્લો.

### ૨ દેશી રાજ્યો.

૧ મુંબઈ ઇલાકાના ગવર્નરની દેખરેખ હેઠળનાં રાજ્યો.

**૧ મહીકાંઠા એજન્સિ ૨ રેવાકાંઠા એજન્સિ ૩ સુરત એજન્સિ ૪ ખંભાત સંસ્થાન ૫ જવાર સંસ્થાન.**

૨ વાઇસરૉય સાહેબની સત્તા હેઠળનાં રાજ્યો.

**૧ વડોદરા ૨ પશ્ચિમ હિંદનાં દેશી રાજ્યો.**

### સ્વતંત્ર રાજ્યો.

**૧ દીવ, ૨ દમણ.** એ પોર્ટુગીઝ પ્રજાને તાબે છે.

**વસ્તી**—આપણા ગુજરાતપ્રાંતમાં લગભગ ૯૬ લાખ માણસની વસ્તી છે. તેમાં હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી અને પારસી છે. વધારે વસ્તી હિંદુઓની છે. દરેક જાતિનો પોશાક જુદો જુદો છે. હિંદુ પુરુષો ધોતીઆં પહેરે છે, અને માથે પાઘડી પહેરે છે. કાઠિઆવાડમાં લોકો ચોરણા પહેરે છે, અને માથે ફેંટા બાંધે છે. મુસલમાનો સુરવાલ પહેરે છે, અને દાઢી રાખે છે. દેશીખ્રિસ્તી લોકોનો પોશાક હિંદુઓ જેવોજ છે. પારસી લોકો સુરવાલ પહેરે છે, અને માથે ટોપી કે ઉભા ઘાટની પાઘડી પહેરે છે. પારસીઓની સ્ત્રીઓ લેંઘી પહેરે છે, અને માથું બાંધે છે, તથા હિંદુ સ્ત્રીઓની માફક સાડીઓ પહેરે છે.

**ભાષા**—ગુજરાતમાં મુખ્યત્વે ગુજરાતી ભાષા બોલાય છે, પરંતુ કેટલાક બ્રાહ્મણો અને વિદ્વાનો સંસ્કૃત ભાષા બોલે છે, અને લખે છે. હિંદુધર્મનાં ઘણાંખરાં પુસ્તકો આ ભાષામાં લખેલાં છે. મુસલમાનો કેટલીક વાર ઉર્દુ ભાષા બોલવામાં વાપરે છે. અંગ્રેજી રાજ્યના અમલ પછી સરકારી કામકાજમાં અંગ્રેજી ભાષા વપરાય છે. કચ્છમાં કચ્છી ભાષા બોલાય છે.

**ધર્મો**—પાછળ કહ્યું તેમ ઇલાકામાં હિંદુઓમાં શૈવ, વૈષ્ણવ, સ્વામિનારાયણ, જૈન, રામાનંદી, કબીરપંથી, આર્યસમાજી, તથા મુસલમાની, ખ્રિસ્તી અને જરથોસ્તી ધર્મ લોકો પાળે છે.

**હવાપાણી અને વરસાદ**—ગુજરાતની હવા એકંદરે સારી અને તંદુરસ્ત છે. ઘણે સ્થળે તાપ અને ટાઢ સરખાં પડે છે. ઉત્તર તરફ કચ્છના રણને લીધે ઉનાળામાં તાપ સખત પડે છે. કાઠિઆવાડના મધ્ય ભાગમાં હવા વધારે ગરમ રહે છે. દરીઆ કિનારાના પ્રદેશમાં હવા સમધાત છે.

આખા ગુજરાતમાં સુરત જિલ્લામાં બીજા ભાગો કરતાં વરસાદ વધારે પડે છે, અને હવા પણ ઠંડી રહે છે. કચ્છ અને કાઠિઆવાડમાં વરસાદ ઓછો પડે છે. મધ્ય ગુજરાતમાં વરસાદ પ્રમાણમાં ઠીક પડે છે.

**ઉદ્યોગ અને ધંધો**—ગુજરાતમાં ૪૦ શહેરો અને ૫ હજાર ગામડાં છે. ગામડાના લોકોનો મુખ્ય ધંધો ખેતી છે. મોટાં શહેરોમાં કપાસ લોઢવાનાં જીનો, અને અમદાવાદ શહેરમાં કાપડ વણવાની મિલો વગેરે છે, ત્યાં લોકો મજુરી કરી પોતાનું ગુજરાન ચલાવે છે. અમદાવાદ અને સુરતમાં

રેશમી અને કસબી કામ સારૂં થાય છે. હાલમાં દીવાસળીનાં, દળવાનાં અને ખાંડવાનાં કારખાનાં પણ દાખલ થયેલાં છે. અમદાવાદ, પ્રાંતીજ, કપડવંજ વગેરે સ્થળે સાબુનાં કારખાનાં છે.

કાઠિઆવાડ અને બીજા કેટલાક ભાગમાં હજી હાથની સાળો પર કાપડ વણાય છે. કારીગરીમાં સોનારૂપાનું કોતરણી કામ, સોનેરી અને કસબી ભરતકામ તથા ખંભાતમાં અકીકનું કામ સારૂં થાય છે.

**વનસ્પતિ**—ગુજરાત એ એક બગીચારૂપ છે. તેમાં જ્યાં જ્યાં ડુંગરો આવેલા છે, ત્યાં ત્યાં મહુડા, સીસમ, વાંસ, સાગ, ખેર વગેરેનાં ઝાડ પુષ્કળ થાય છે. આ સિવાય દરેક સ્થળે લીમડો, પીપળો, વડ, ખાખરા, આંબા, રાયણ વગેરે વનસ્પતિ દીઠામાં આવે છે. સુરતજિલ્લામાં ખાસ કરીને આંબા, ફણુસ અને તાડીનાં ઝાડ વધારે થાય છે. જંગલમાંથી ભીલલોકો ગુંદર, લાખ, મધ અને મીણ લાવી વેચે છે.

**ખેતીની પેદાશ**—ગુજરાતમાં ઘઉં, બાજરી, જુવાર, તુવેર, તલ, કપાસ, શેરડી, મકાઇ, બાવટો, કોદ્રા, ડાંગર, તમાકુ, વરિઆળી, જીરૂ, કઠોળ–મગ, મઠ, ચોળા, અડદ, વાલ, ચણા–વગેરે પુષ્કળ થાય છે.

અમદાવાદશહેરની આસપાસને **દશક્રોશી** કહે છે. ત્યાંની ડાંગર વખણાય છે. કાઠિઆવાડનો પૂર્વભાગ **ભાલના** નામથી ઓળખાય છે, ત્યાંની જમીન કાળી હોવાથી ત્યાં ઘઉંનો પાક સારો થાય છે, અને તે ઘઉંને ભાલીઆ દાઉદખાની ઘઉં કહે છે.

ખેડા જિલ્લાના મધ્યભાગને **ચરોતર** કહે છે. ચરોતર શબ્દ 'ચારૂતર' ઉપરથી થયેલો છે. ચારૂતર શબ્દનો અર્થ ઘણો સુંદર પ્રદેશ થાય છે. આ ભાગની જમીન ઘણીજ ફળદ્રુપ છે, અને ત્યાં તમાકુ, જીરૂ અને વરિઆળી થાય છે.

ભરૂચ જિલ્લાનો પૂર્વભાગ અને વડોદરા પ્રાંતનો દક્ષિણ ભાગ **કાનમ** કહેવાય છે, ત્યાંનો મુખ્ય પાક કપાસ છે.

સુરત જિલ્લામાં ડાંગર, કેરી ફણુસ, અનનાસ અને કેળાં સારાં થાય છે.

થાણા જિલ્લામાં વસાઇ તરફ કેળાં, પાન અને શેરડી તથા દરિઆકિનારે નાળીએરનાં ઝાડ ઘણાં થાય છે.

**ખનીજ**—ખાણમાંથી નીકળે તે ખનીજ કહેવાય. ગુજરાતમાં મુખ્ય ખનીજો નીચે પ્રમાણે છે.

**પત્થર**—કાઠિઆવાડમાં પોરબંદર અને ધ્રાંગધ્રા તથા ઈડર પાસે અમનગરમાં પત્થરની ખાણો છે.

**આરસપહાણ**—આરાસુર પર્વતમાંથી નીકળે છે.

**અબરખ**—મહીકાંઠા અને રેવાકાંઠા એજન્સિમાંથી નીકળે છે.

**અકીક**—આ એક જાતના પત્થર છે, અને તે રાજપીપળાના ડુંગરમાંથી ખાસ કરીને નીકળે છે; અને સાફ થવા ખંભાત જાય છે.

**લોઢું અને મેંગેનીઝ**—કાઠિઆવાડના બર્ડા પર્વતમાંથી અને પંચમહાલના પાવાગઢના ડુંગરમાંથી નીકળે છે.

**મીઠું**—ખારાઘોડામાં પકવવામાં આવે છે. આ મીઠું વરાગડું મીઠું કહેવાય છે. વલસાડ અને કાઠિઆવાડમાં

કેટલેક સ્થળે દરીઆના પાણીમાંથી મીઠું પકવવામાં આવે છે; તે ઘસીઉં મીઠું કહેવાય છે.

**સુરોખાર**—રાધનપુર સંસ્થાનમાંથી નીકળે છે.

**જનાવરો**—આખા ગુજરાતમાં સિંહ ફકત કાઠિઆવાડના ગીરના ડુંગરમાંજ જોવામાં આવે છે. તે સિવાય વાઘ, દીપડા, રીંછ, વરૂ જેવાં શિકારી તથા સાબર, હરણ, શિઆળ વગેરે જનાવરો જંગલમાં દીઠામાં આવેછે. આ સિવાય પાળી શકાય તેવાં ઊંટ, ઘોડા, ગધેડાં, પાડા, બળદ ગાય, ભેંસ, કુતરા, બિલાડાં વગેરે પ્રાણીઓ સર્વ સ્થળે જોવામાં આવે છે.

**વ્યવહારનાં સાધનો**—ગુજરાતનાં મોટાં ગામો રેલ-વેના સંબંધથી જોડાએલાં છે. ગુજરાતમાં મુખ્ય રેલવે **બી.બી.સી.આઈ.** છે. તે સિવાય કાઠિઆવાડમાં અને વડોદરા રાજ્યમાં પણ જુદી જુદી રેલવેઓ છે. આગગાડીઓ સિવાય કાચી પાકી સડકો પર મોટરો, ગાડાં, તથા પોઠો મારફતે કેટલોક વ્યવહાર ચાલે છે. તાપી, નર્મદા જેવી નદીઓમાં નાનાં વહાણ મારફતે પણ માલ આવજા કરે છે. કચ્છ જેવાં રેતીવાળાં સ્થળોમાં ઊંટદ્વારા કેટલુંક કામ થાય છે.

---

## અમદાવાદ જિલ્લો.

**સીમા**—ઉત્તરે ગાયકવાડનો કડીપ્રાંત તથ મહીકાંઠા એજન્સિ આવેલાં છે. પશ્ચિમે કચ્છનું રણ અને ઝાલાવાડ આવેલાં છે. દક્ષિણમાં ભાવનગરનું રાજ્ય અને પૂર્વમાં ખેડા જિલ્લો, ખંભાતનું રાજ્ય અને ખંભાતનો અખાત આવેલાં છે.

**સામાન્યવર્ણન**—ઉત્તરવિભાગમાં સૌથી મોટો આ

જિલ્લો છે, અને તે ઉત્તરમાં આવેલો છે. આ જિલ્લાના તાલુકા એક જથ્થામાં આવેલા નથી, પરંતુ બીજાં દેશી રાજ્યોને લીધે જુદા જુદા વહેંચાઇ ગયા છે. આખા જિલ્લાના કુદરતી ત્રણ વિભાગ છે. ઇશાન ખુણા તરફ આવેલો ૧ પ્રાંતીજ. એમાં મોડાસાનો પહાડી પ્રદેશ આવી જાય છે. ૨ મધ્ય વિભાગ. તેમાં વીરમગામ, સાણંદ, દશક્રોઇ, ધોળકા અને ધંધુકા તાલુકા આવી જાય છે. ૩ ઘોઘા પેટામહાલનો છે. આ જિલ્લાના ધોળકા તાલુકાનો દક્ષિણ ભાગ, અને ધંધુકા તાલુકાનો પૂર્વ ભાગ **ભાલના** નામથી ઓળખાય છે, ત્યાં ઘઉં સારા થાય છે. દશક્રોઇ તાલુકાની ડાંગર વખણાય છે. અમદાવાદ જિલ્લાની વસ્તી લગભગ ૯ લાખ માણસની છે.

## નદીઓ.

**સાબરમતી**—અંબાજીમાતાના ધામથી થોડે છેટે અરવલીના ડુંગરમાંથી નીકળે છે. તેની લંબાઇ ૨૦૦ માઇલની છે. તે ઉત્તરથી દક્ષિણ તરફ વહી ખંભાતના અખાતને મળે છે. તેની ઉપર મુખ્ય શહેર અમદાવાદ છે.

**મેશ્વો, માજુમ ને વાત્રક**–ડુંગરપુરની દક્ષિણેથી નીકળી ખેડા જિલ્લામાં દાખલ થાય છે, અને ત્યાં આગળ જતાં **શેઢી** નદીનો આની સાથે સંગમ થાય છે. આગળ જતાં એ ચારે નદીઓ વૌઠા આગળ સાબરમતીને મળે છે. અહીં નજીકમાં **ખારી** નદી પણ આવી સાબરમતીને મળે છે. પ્રાંતીજ તાલુકાની નજીક **હાથમતી** પણ સાબરમતીને મળે છે, અને એ રીતે વૌઠા આગળ સાત નદીઓનો સંગમ થાય છે તેથી તે સ્થળ પવિત્ર મનાય છે.

**ભોગાવો અને ભાદર** પૂર્વ તરફ વહેનારી નદીઓ છે.

**તળાવો**—અમદાવાદ જિલ્લામાં બીજા જિલ્લાઓ કરતાં મોટાં તળાવો વધારે છે.

**નળ**—અમદાવાદ શહેરથી ૩૭ માઇલ દૂર નૈઋત્ય ખુણામાં આ સરોવર આવેલું છે. તે કુદરતી રીતેજ બનેલું છે. તેનો ઘેરાવો ૪૯ ચોરસ માઇલ છે. તેનું પાણી ખારૂં છે. તેની આસપાસ બરૂ અને ઘાસ ઊગે છે. ચોમાસામાં ભોગાવો નદીનું પાણી આની સાથે મળી જાય છે. અસલ આ એક દરીઆનો ભાગ ખસી સરોવર થઇ ગયું હશે એમ લાગે છે.

**કાંકરીઉં**–અમદાવાદ શહેરની દક્ષિણ દિશામાં આવેલું છે. તેને ગુજરાતના મુસલમાન પાદશાહ કુતુબશાહે બંધાવ્યું હતું. જ્યારે તે બંધાવ્યું ત્યારે તે જમીનમાંથી કાંકરા વધારે નીકળતા તે ઉપરથી તેનું નામ કાંકરીઉં પડેલું છે. તળાવની આસપાસ ફરતો સુંદર રસ્તો છે, અને વીજળીના દીવા મૂકેલા છે. તળાવની વચ્ચે નગીનાવાડી છે. ત્યાં કેટલાક લોકો ફરવા જાય છે. શ્રાવણ માસના બીજા સોમવારે અને દશેરાને દિવસે અહીં મોટો મેળા ભરાય છે.

**ચંડોળા**—આ તળાવ પણ અમદાવાદની પાસે આવેલું છે. તળાવની પાસે શાહઆલમનો રોજો છે. તળાવની અંદર સુંદર કમળો થાય છે. ખારી નદીનું પાણી આ તળાવમાં લેવામાં આવે છે, અને પછી નહેરો વાટે આસપાસનાં ખેતરોને પાણી પુરૂં પાડવામાં આવે છે.

**મલાવ અને મુનસર**—મલાવ તળાવ ધોળકા અને મુનસર તળાવ વીરમગામમાં આવેલાં છે. ગુજરાતના સુપ્રસિદ્ધ રાજા સિદ્ધરાજની મા મીનળદેવીએ આ તળાવ બંધાવ્યાં હતાં.

મલાવ તળાવ વિષે એવી વાત ચાલે છે કે મીનળદેવીએ જ્યારે એ તળાવ બંધાવવા માંડયું, ત્યારે એક બાઈનું ઘર વચ્ચે આવતું હતું. રાણીએ તે બાઇ પાસે તેનું ઘર વેચાતું માગ્યું. પણ તેણે આપ્યું નહિ. રાણીએ ધાર્યું હોત તો લોકોપયોગી કામ માટે બળાત્કારે તેની પાસેથી લેઇ શકત, પરંતુ તેમ ન કરતાં તળાવ વાંકું બંધાવ્યું. તે ઉપરથી **"ન્યાય જોવો હોય તો મલાવ તળાવ જુઓ."** એ કહેવત અત્યારે પણ ચાલે છે.

આ સિવાય અમદાવાદની નજીક **મલેકસાબાનું** અને ઘોઘાની પાસે **સોનેરીઉં** વગેરે તળાવો છે.

**દીવાદાંડી**–દરીઆમાં પત્થરના ખડકો કેટલીકવાર પાણીથી ઢંકાએલા હોય છે. દૂરથી આવતાં વહાણ આવા ખડકો સાથે અથડાવાથી કેટલીક વાર ભયંકર નુકસાન અને જાનમાલની ખરાબી થાય છે, તેથી તેવા ખડકો પર ચણતરના થાંભલા કરી તેની ઉપર ફરતા દીવા મૂકવામાં આવે છે, તેને **દીવાદાંડી** કહે છે. અમદાવાદ જિલ્લામાં આવી દીવાદાંડીઓ **પીરમ, ઘોઘા, ધોલેરા,** અને **અકચાડામાં** છે.

## તાલુકા અને પેટામહાલ.

**તાલુકા**–૧ ઉત્તર દશક્રોઇ, ૨ દક્ષિણ દશક્રોઇ, ૩ **વીરમગામ, ૪ પ્રાંતીજ, ૫ ધોળકા, ૬ ધંધુકા.**

### પેટામહાલ.

**૧ મોડાસા, ૨ સાણંદ ૩ ઘોઘા.**

પેટામહાલ તાલુકાથી નાનો હોય છે, અને તેના ઉપરી અમલદારને **મહાલકારી** કહે છે.

## જાણવા લાયક સ્થળો.

**અમદાવાદ**–સાબરમતી નદી ઉપર આવેલું છે. શહેરની વસ્તી ૨૭૪૦૦૦ માણસની છે. અમદાવાદ ગુજરાતના સ્વતંત્ર પાદશાહ અહમદશાહે ઇ. સ. ૧૪૧૨ માં વસાવ્યું હતું. શહેરની આસપાસ ફરતો કોટ છે, તે વિષે એવી દંતકથા ચાલે છે કે અમદાવાદમાં **માણેકનાથ** નામનો એક બાવો રહેતો હતો. તેની પાસે એક ચીપોની સાદડી હતી. તે દિવસે ગૂંથતો અને રાત્રે ઉકેલી નાખતો હતો. દિવસે જેમ જેમ કોટ ચણાતો તેમ તેમ સાદડી ગૂંથતો અને રાત્રે સાદડી ઉકેલતાં ચણેલો કોટ પડી જતો. આ વાતની પાછળથી પાદશાહને ખબર પડી. તેમણે માણેકનાથ પાસે જઇ અરજ કરી કે આપની કોટ ચણવા દેવાની જો ઇચ્છા ના હોય તો હું ન ચણાવું. પછી બાવાએ પોતાનાં બે સ્થાનકો કાયમ રાખવાની શરતે કોટ ચણાવા દીધો. અમદાવાદ ગુજરાતની રાજધાની કહેવાય છે. તેથી તેને કેટલાક **રાજનગર** પણ કહે છે. ઉત્તર વિભાગના કમિશનર સાહેબ અને અમદાવાદ જિલ્લાના કલેકટર આ શહેરમાં રહે છે. શહેરમાં કાપડ સુતરની લગભગ૧૦૦ મિલો છે. શહેરનો મુખ્ય વેપાર ત્રણ તાર–સુતર, રેશમ અને કસબ–છે. અહીં શાહઆલમનો રોજો, જુમામસીદ, કાંકરીઉં તળાવ, હઠીસીંગની વાડી, સ્વામિનારાયણનું મંદિર, દાદાહરિની વાવ, ભદ્રનો કિલ્લો વિક્ટોરીઆ બાગ, ભદ્રકાળીનું મંદિર, ત્રણ દરવાજા, ગુજરાત કૉલેજ, ગાંધીજીનો આશ્રમ વગેરે અનેક સ્થળો જોવા જેવાં છે.



ત્રણ દરવાજા.

**વીરમગામ**—અનાજ અને રૂના વેપાર માટે પ્રખ્યાત છે. અહીંની રજાઇઓ વખણાય છે. કાઠિઆવાડ જવાની ગાડીઓ અહીંથી બદલાતી હોવાથી તે રેલવેનું જંકશન છે. ગામમાં સિદ્ધરાજની મા મીનળદેવીએ બંધાવેલું મુનસર તળાવ તથા સિદ્ધરાજનું બંધાવેલું ગંગાસર તળાવ જોવા જેવાં છે. ગામમાં પાતાળકુવાથી પાણી પુરૂં પાડવામાં આવે છે.

**ખારાઘોડા**—વીરમગામ તાલુકામાં આવેલું છે. અહીંના કુવાનું પાણી ખારૂં છે, તેથી કુવામાંથી પાણી કાઢી મીઠું પકવવામાં આવે છે. આ મીઠાને વરાગડું મીઠું કહે છે. વીરમગામથી ખારાઘોડા સુધી રેલવેનો એક ફાંટો જાય છે.

**અડાલજ**—આજથી સવાસાતસો વર્ષ ઉપર બાંધેલી પત્થરની મોટી વાવ છે. તે રૂપીઆ પાંચ લાખના ખર્ચે રૂડાં નામની રજપુતાણીએ બંધાવી હતી. ગુજરાતમાં એવડી મોટી અને સુંદર વાવ બીજી એક પણ નથી. અડાલજ જવા માટે ખોડીઆર સ્ટેશને ઉતરવું પડે છે. ત્યાંથી અડાલજ ૨ માઇલ દૂર છે.

**સરખેજ**—અમદાવાદથી ૬ માઈલ પર ધોળકા લાઇનમાં આવેલું છે. ત્યાં મહમદ બેગડાની અને તેના ગુરુ ગંજબક્ષની કબરો ઉપર બાંધેલો સુંદર રોજો છે. તેની પાસે એક મોટું તળાવ છે. રોજામાં ચાંદીની એક સાંકળ છે. તે અસલ ગુનેગારોને પકડાવવામાં આવતી હતી. ગુજરાતમાં આ રોજો સારામાં સારો છે. તેની કબરો અને જાળીઓ ઉપરનું કોતરકામ જોવા જેવું છે.

**ધોળકા**—આ શહેરને પ્રથમ **વૈરાટનગરી** કહેતા હતા. પાંડવો અહીં એક વર્ષ છુપા રહ્યા હતા. ગામમાં પાંડવોની જુની નિશાળ અને મિનળદેવીનું બંધાવેલું મલાવ તળાવ તથા ખાન તળાવ જોવા જેવાં છે. ધોળકાનાં સુંઠ, દાડમ અને જામફળ વખણાય છે.

**હીરાપુર અને કાસંદ્રા**—આ બંને ગામોમાં શેરડી પકવી તેમાંથી ગોળ બનાવવામાં આવે છે. ગુજરાતમાં સારામાં સારો માટલાંનો ગોળ અહીં બને છે.

**પીરાણા**—ગીરમથા ગામની પાસે પીરાણાનો રોજો જોવા જેવો છે. પીરાણાનો ધર્મ હિંદુ અને મુસલમાન બન્ને કોમો પાળે છે. અહીંના મહંતને કાકા કહે છે. અહીં ચૈત્ર સુદ ૧ના રોજ હિંદુ મુસલમાનોનો મોટો મેળો ભરાય છે.

**વૌઠા**—ધોળકા તાલુકામાં નાનું ગામ છે. ત્યાં સાત નદીઓનો–સાબરમતી, મેશ્વો, માજુમ, ખારી, વાત્રક, શેઢી અને હાથમતી–સંગમ થાય છે. તેથી આ સ્થળે નાહવાનું પુણ્ય છે. દરવરસે કારતક સુદ ૧૫ના રોજ લગભગ એક લાખ માણસનો મોટો મેળો અહીં ભરાય છે.

**ઘોઘા અને ધોલેરા**—ખંભાતના અખાતપર બંદર છે.

---

## ખેડા જિલ્લો.

**સીમા**—ઉત્તરે મહીકાંઠા એજન્સી અને અમદાવાદ જિલ્લો, પૂર્વે અને દક્ષિણે મહી નદી તથા પશ્ચિમે સાબરમતી નદી આવેલાં છે.

**સામાન્ય વર્ણન**—આ જિલ્લો ગુજરાતનો બગીચો કહેવાય છે. તેનો મધ્યભાગ ચરોતર કહેવાય છે. જિલ્લાની વસ્તી ૭૧૦૯૮૨ માણસોની છે. આ જિલ્લો બીજા જિલ્લાઓ કરતાં કેળવણીમાં બહુ આગળ વધેલો ગણાય છે. મુખ્ય વસ્તી પાટીદારની છે. તેઓ ઉંચા કુળવાન ગણાય છે. તે ઉપરાંત લગભગ ૩ લાખ ધારાળા વસે છે. તેઓ ખેતી અને મજુરી કરી પોતાનું ગુજરાન ચલાવે છે. વેપારધંધા અર્થે આફ્રિકા સુધી લોકો ગએલા છે. જિલ્લાનો મુખ્ય પાક તમાકુ છે. તે સિવાય બાજરી, કોદ્રા, બાવટો, તુવેર, જીરૂ, વરિઆળી, દરેક જાતનાં કઠોળ, કપાસ વગેરે થાય છે. કપડવંજમાં સાબુ બનાવવાનાં કારખાનાં ઘણાં છે. આ બનાવવાનું કારણ ત્યાં ઊસ પુષ્કળ મળી આવે છે. કપડવંજથી ૧૫ માઇલ પર આવેલી માજમ નદીમાંથી અકીકના પત્થર નીકળે છે. તે ખંભાત સાફ થવા જાય છે.

જિલ્લા કલેકટરની કચેરી ખેડામાં છે. ખેડા સ્ટેશન નથી, પરંતુ મહેમદાવાદથી ખેડા સુધી પાકી સડક હોવાથી ઘોડાગાડી અને મોટર મારફતે ત્યાં જવાય છે. ન્યાય આપવાને માટે ખેડા, કપડવંજ, ઉમરેઠ, નડિઆદ, અને બોરસદમાં મુન્સફની કોર્ટો છે. નડિઆદમાં આખા જિલ્લાની વડી અદાલત (ડિસ્ટ્રીકટ કોર્ટ) છે.

જિલ્લામાં મુખ્ય રેલવે બી. બી. એન્ડ. સી. આઇ. રેલવે છે. આણુંદ અગત્યનું જંકશન છે. ત્યાંથી એક ફાંટો ગોધરા તરફ અને બીજો ખંભાત તરફ જાય છે. આ સિવાય નડિઆદથી કપડવંજ જવાની નાની ગાડી છે, તથા વસો પેટલાદ લાઇન બોરસદ અને માતર તાલુકાના લોકોને મુસાફરી કરવાને ઉપયોગી થઇ પડી છે. આખા જિલ્લામાં પાકી સડકો થવા માંડી છે.

## નદીઓ.

**મહી**—માળવાના ડુંગરમાંથી નીકળી ખંભાતનાઅખાતને મળે છે. આ નદીમાં રેતી કરતાં પત્થર વધારે દીઠામાં આવે છે. તેના કાંઠા ઘણા ઉંચા અને કોતરવાળા છે. તેમાં ચોરલુંટારાઓ સંતાઇ રહે છે, તેથી કહેવત છે કે "ઉતર્યા મહી તો થયા સહી."

**શેઢી**—મહીકાંઠાના ડુંગરમાંથી નીકળી વાત્રક નદીને મળે છે. આ નદીના કિનારા ઊંડા અને તેના પાણીનો વેગ વધારે છે. તેનું તળીઉં કાદવ કીચડવાળું હોવાથી તેને ઓળંગવી મુશ્કેલ છે. આ નદીને મહોર નદી આવીને મળે છે, ત્યારપછી તેનું પાણી ખારૂં લાગે છે.

**વાત્રક**—મેવાડમાંથી નીકળી સાબરમતીને મળે છે; તેના ઉપર મુખ્ય શહેર મહેમદાવાદ છે.

આ સિવાય **ખારી, મેશ્વો** અને **મહોર** નદીઓ છે.

**તાલુકા–૧ કપડવંજ, ૨ ઠાસરા, ૩ નડિઆદ, ૪ મહેમદાવાદ, ૫ માતર, ૬ આણંદ, ૭ બોરસદ.**

**જાણવા લાયક સ્થળો.**

**નડિઆદ**—ખેડા જિલ્લામાં મોટામાં મોટું શહેર છે. અહીંના લોકો કેળવણીમાં બહુ આગળ વધેલા છે. પહેલાં અહીં રૂ અને ગળીનો વેપાર ઘણો સારો ચાલતો હતો, પણ હાલમાં અનાજનું મુખ્ય મથક ગણાય છે. ગામમાં સંતરામ અને નરનારાયણનાં ધામ તથા હિંદુ અનાથાશ્રમ જોવા જેવાં છે. મુખ્ય વસ્તી ખડાયતા વાણીઆ અને લેઉઆ પાટીદારની છે. જિલ્લાની મુખ્ય અદાલત અહીં છે. અહીંથી રેલવેનો એક ફાંટો કપડવંજ તરફ જાય છે. ગામની સામી બાજુએ પાદરીનું પ્રખ્યાત દવાખાનું છે.

**મહેમદાવાદ**—વાત્રક નદીપર આવેલું છે. ગુજરાતના પાદશાહ મહમુદ બેગડાએ પોતાના નામપરથી આ શહેર વસાવ્યું હતું. અહીં તેનાં બંધાવેલાં ભમરીઓ કુવો અને ચાંદા સુરજના મહેલ જોવા જેવાં છે. પહેલાં મહેમદાવાદથી અમદાવાદ સુધી ભોંયરૂં હતું, તે હાલ પુરાઇ ગયું છે.

**ખેડા**—જિલ્લાનું મુખ્ય શહેર વાત્રક અને શેઢીના સંગમ પર આવેલું છે. મહેમદાવાદથી ખેડા જવાની પાકી સડક છે. અહીં સીવીલ ઇસ્પિતાલ અને કલેકટરની કચેરી છે.

**આણંદ**—રેલવેનું જંકશન છે. અહીં ગોધરા, ખંભાત, અમદાવાદ અને મુંબઈ તરફથી આવતી ગાડીઓ ભેગી

થાય છે. અહીં સરકારી કચેરી, પાદરીનું દવાખાનું અને પ્રેમચંદ રાયચંદની ધર્મશાળા છે. ગામમાં ચરોતર એજ્યુકેશન સોસાયટીની શાળા જોવા જેવી છે. આણંદની છીંકણી વખણાય છે.

**ડાકોર**—ઠાસરા તાલુકામાં જાત્રાનું ઠેકાણું છે. આખા ગુજરાતમાં મોટામાં મોટું જાત્રાનું ધામ આ છે. અહીં રણછોડજી મહારાજની મૂર્તિ છે. દહેરાની સામે ગોમતી નામે તળાવ છે. આસો સુદ ૧૫ એટલે માણેકઠારી પુનમ ઉપર મોટો મેળો ભરાય છે. ૮૦૦ વર્ષ ઉપર બોડાણો નામનો ભક્ત દ્વારકાંથી રણછોડજીને અહીં લઈ આવ્યો હતો.

**વડતાલ**—નડિઆદથી આઠ માઇલ દૂર એક નાનું ગામ છે. અહીં સ્વામિનારાણનું મોટું મંદિર છે. વડતાલ જવા બોરીઆવી સ્ટેશને ઉતરવું પડે છે. અહીં કાર્તકી તથા ચૈત્રી પુનમે મોટો મેળો ભરાય છે.

**કપડવંજ**—મહોર નદી પર આવેલું છે. અહીં ઊસ અને ચુનો થતો હોવાથી સાબુ બનાવવાનાં કારખાનાં છે. ઘણા વખતથી અહીં કાચ બનાવવાનાં કારખાનાં પણ છે. પરંતુ તેમાં જોઇએ તેવો સુધારો થતો નથી. અહીંથી થોડે દૂર માજમ નદીમાંથી અકીકના પત્થર નીકળે છે. અહીં સિદ્ધરાજે બંધાવેલાં કુંડ અને વાવ જોવા જેવાં છે. ગામમાં વહોરા લોકોની હવેલીઓ ખાસ ધ્યાન ખેંચે તેવી છે. તે લોકો ઘણાખરા વેપાર અર્થે પરદેશ રહે છે.

**લસુંદ્રા**—કપડવંજ તાલુકામાં ઉના પાણીના કુંડ ને માટે પ્રખ્યાત છે. અહીંના પાણીમાં ગંધકની વાસ આવે છે, તેથી તેમાં નાહવાથી ચામડીનાં કેટલાંક દરદો મટે છે.

**ઉમરેઠ**—ખેડા જિલ્લામાં વેપારનું બીજા નંબરનું ગામ છે. ગામમાં જુની વાવ તથા રણછોડજીનાં પગલાં જોવા જેવાં છે. ખેડાવાળ બ્રાહ્મણ અને ખડાયતા વાણીઆઓની વસ્તી વધારે છે. અહીંનાં પતરાળાં તથા પડીઆ વખણાય છે.

---

## પંચમહાલ જિલ્લો.

**પંચમહાલ=પંચ=પાંચ+મહાલ=ભાગ=પાંચભાગ.**

**સીમા**—પંચમહાલ જિલ્લાની ઉત્તરે રેવાકાંઠા એજન્સિ, દક્ષિણે વડોદરાનું રાજ્ય, રેવાકાંઠા એજન્સિ અને ધારનું રાજ્ય, પૂર્વે વાંસવાડા અને જાંબુઆ તથા પશ્ચિમે મહી નદી, ખેડા જિલ્લો અને વડોદરાનું રાજ્ય આવેલાં છે.

ઉપર કહ્યું તેમ તેના પાંચ ભાગ પાડેલા હોવાથી તે પંચમહાલ કહેવાય છે. આ પાંચ ભાગમાં ત્રણ તાલુકા અને બે પેટામહાલ છે. રેવાકાંઠા એજન્સીનાં રાજ્યોથી આ જિલ્લાના બે ભાગ પડે છે. પૂર્વ ભાગમાં ઝાલોદ અને દાહોદ અને પશ્ચિમ ભાગમાં ગોધરા, કાલોલ અને હાલોલ આવેલા છે.

**પર્વતો**—**પાવાગઢ**-ગોધરાથી ૨૫ માઇલ પર આ પર્વત આવેલો છે. તે ૨૫૦૦ ફુટ ઉંચો છે. તેને કેટલાક પવનગઢ પણ કહે છે, કારણ કે ત્યાં નિરંતર પવન વાયાજ કરે છે. ઉનાળામાં શ્રીમંત લોકો ત્યાં હવા ખાવા જાય છે.

પાવાગઢના ડુંગરપર પત્થરથી બાંધેલા મજબુત કિલ્લા છે. ગુજરાતના ઇતિહાસમાં આ કિલ્લા માટે હિંદુ અને મુસલમાન રાજાઓ વચ્ચે ઘણી લડાઇઓ થએલી જોવામાં આવે છે. મહમદબેગડાએ આ કિલ્લો-ગઢ-લાંબી

મુદ્દત લડયા પછી જીત્યો હતો. પર્વત ઉપર ચઢતાં મહમદ બેગડાએ બંધાવેલી મોટી મસીદ છે, તેને જુમામસીદ કહે છે. ગુજરાતમાં ફક્ત અમદાવાદની જુમામસીદજ આનાથી મોટી છે. પર્વત ઉપર મહાકાળી અને ભદ્રકાળીની મૂર્તિઓ છે. આ સિવાય પતાઇરાવળના વખતના જુના કોઠારો, ઝવેરીનો મહેલ, પર્વતની આસપાસ ફરતા કિલ્લાઓ, પર્વત પર આવેલું દૂધીઉં તળાવ, જૈન લોકોનાં દહેરાં વગેરે જોવા જેવાં છે. વિશ્વામિત્રી નદીનું મૂળ અહીંથી નીચે ઘાડી ઝાડીમાં આવેલું નજરે પડે છે. મહાકાળીના દહેરા ઉપર સદનશાપીરની કબર છે. ત્યાંથી જોતાં આજવાનું મોટું તળાવ કે જે વડોદરા શહેરને પાણી પૂરૂં પાડે છે, અને જેનો ઘેરાવો ૧૨ ગાઉ ફરતો છે, તે એક ખાબોચીઆ જેવું દેખાય છે. પાવાગઢ જવા વડોદરા અને ગોધરા વચ્ચેના ચાંપાનેરરોડ સ્ટેશનથી નાના માપની ગાડીમાં બેસવું પડે છે. આ ડુંગરમાંથી લોઢાની કાચી ધાતુ, સીસું અને મેંગેનીઝ નીકળે છે.

**નદીઓ**—આ જિલ્લામાં નાની નદીઓ અને તળાવોની સંખ્યા સારી છે. **પાનન, કરડ, વિશ્વામિત્રી, દેવ** અને **અનાસ** એ મુખ્ય નદીઓ છે. પહેલી બે અને છેલ્લી અનાસ નદી મહીનદીને મળે છે. વિશ્વામિત્રી પાવાગઢના ડુંગરમાંથી અને દેવ બારીઆ પાસેના ડુંગરમાંથી નીકળી ઢાઢરને મળે છે.

**સામાન્ય વર્ણન**-આ જિલ્લાના ઘણાખરા ભાગમાં જંગલો આવેલાં છે. તેમાં સાગ અને મહુડાનાં ઝાડો પુષ્કળ છે. અહીંનો સાગ ગોધરીઆ સાગને નામે ઓળખાય છે; અને તે હલકી જાતનો છે. જંગલવાળા ભાગોમાં ભીલ અને કોળીની વસ્તી વધારે છે. તેઓ જંગલમાંથી લાખ, મધ

વગેરે લાવી તે વેચી પોતાનું ગુજરાન ચલાવે છે. જંગલોને લીધે કેટલાક ભાગની હવા રોગિષ્ટ ગણાય છે. જિલ્લાનો મુખ્ય પાક મકાઇ અને મહુડાં છે. મહુડાં એ ઝાડનાં ફૂલ છે, અને એમાંથી દેશી દારૂ બને છે. મહુડાના ઝાડના ફળને ડોળી કહે છે, તેમાંથી ડોળીઉં બને છે; અને તે સાબુ બનાવવમાં કામ આવે છે. અહીંના જંગલોમાં પ્રથમ હાથી જોવામાં આવતા હતા, પણ હાલમાં તે બિલકુલ નથી. વાઘ વગેરે હિંસક પ્રાણીઓ હજી પણ વસે છે. ગુજરાતના બીજા જિલ્લાઓ કરતાં આ જિલ્લો કેળવણીમાં પાછળ છે. ભીલ અને કોળી લોકોને કેળવવા એક ભીલસેવામંડળ સ્થાપવામાં આવ્યું છે. જિલ્લાની વસ્તી ૩૭૪૭૯૦ માણસની છે.

આ જિલ્લામાં આણંદથી એક ગાડી ગોધરા સુધી આવે છે. બીજી વડોદરાથી ગોધરા સુધીની લાઇન છે. ગોધરાથી દિલ્હી જવાય છે. તે સિવાય ગોધરાથી લુણાવાડા, ટીંબાથી ડભોઈ, અને ચાંપાનેરથી શિવરાજપુર જવાની નાની લાઇનો છે. જિલ્લામાં પાકી સડકોની સગવડ પણ સારી છે.

**તાલુકા—ગોધરા, કાલોલ અને હાલોલ.**

**પેટામહાલ—દાહોદ અને ઝાલોદ.**

## જાણવા લાયક સ્થળો.

**ગોધરા**—જિલ્લાનું મુખ્ય શહેર છે. તેની પાસે ગોધરક તળાવ છે. અહીં સાગનાં બનાવેલાં ઘોડીઆં, પારણાં, સાંબેલાં અને રમકડાં વગેરે સારાં બને છે.

**હાલોલ**—મહમદ બેગડાના વખતમાં હાલુર નામના સુથારે અહીં એક સુંદર બગીચો બનાવ્યો હતો, તેથી પાદશાહે તેનું નામ કાયમ રાખવા આ ગામનું નામ હાલોલ પાડયું હતું.

**દાહોદ–દોહદ. દો=બે+હદ=સીમા.** આ સ્થળે માળવા અને ગુજરાતની હદો ભેગી થાય છે, તે ઉપર આ શહેર આવેલું હોવાથી દાહોદ કહેવાય છે. અહીં દિલ્હીના મોગલ પાદશાહ ઔરંગજેબનો જન્મ થયો હતો. શહેરની પાસે છાબ નામે તળાવ છે. તે સિદ્ધરાજના વખતમાં જસમા ઓડણની સરદારી હેઠળ ખોદાયું હતું. જસમા એક ઓડ જાતની મજુરણ હતી, છતાં પતિવ્રતા હતી. સિદ્ધરાજે તેને ઘણી ઘણી લાલચો આપી તેને ભોળવવા પ્રયત્ન કર્યો હતો પણ જસમા તેથી ડગી ન હતી. ઓડ લોકોની વસ્તી એટલી બધી હતી કે તેમણે એકેક છાબડું ભરી માટી કાઢી, તેટલામાં આખું તળાવ ખોદાઇ ગયું ! જંગલોને લીધે અહીંનાં હવાપાણી ખરાબ છે.

**ચાંપાનેર**–ગુજરાતના રાજા વનરાજે પોતાના પ્રધાન ચાંપાના નામ પરથી આ શહેરનું નામ ચાંપાનેર પાડયું હતું. પતાઇરાવળ નામના હિંદુ રાજા પાસેથી મહમદ બેગડાએ આ શહેર જીતી લઇ તેને પોતાની રાજધાની બનાવી હતી. પહેલાં તે ઘણું મોટું શહેર હતું. હાલમાં તો પાવાગઢ જતાં તેનાં માત્ર ખંડેરો જોવામાં આવે છે. ચાંપાનેર તૂટી અમદાવાદ વસ્યાની દંતકથા ચાલે છે.

**ટુવા**—આણંદ ગોધરા લાઇન પર આવેલું છે. અહીં ટાઢા ઉના પાણીના કુંડ છે. એક ખુલ્લા મેદાનમાં માટીનાં કુંડાં ઘાલેલાં છે. વચ્ચે પત્થરનો ચણેલો એક રમણકુંડ છે. દરેક કુંડમાં એક સરખી ગરમીવાળું પાણી નથી. લસુંદ્રાની માફક અહીં પણ પાણીમાં એક જાતની વાસ આવે છે.

કુંડની ઉત્તર દિશામાં આવેલા જંગલને મહાભારતની કથામાં આવતું એડંબાવન કહે છે, કે જે એડંબા સાથે ભીમસેને લગ્ન કર્યું હતું. ત્યાં યજ્ઞકુંડ, ભીમનાં પગલાં તથા જુનું શિવાલય છે.

**કાલોલ**—તાલુકાનું ગામ ગોધરાથી વડોદરા લાઈનમાં આવેલા ડેરોલ સ્ટેશનેથી ૧ાા માઈલ દૂર આવેલું છે.

---

## ભરૂચ જિલ્લો.

**સીમા**–ખેડાજિલ્લાનીદક્ષિણે અનેખંભાતનાઅખાતની પાસે આ જિલ્લો આવેલો છે. તેની ઉત્તર દિશાએ મહી નદી આવેલી છે. પૂર્વમાં વડોદરા રાજ્ય અને રેવાકાંઠા એજન્સીનો અમુક ભાગ આવેલો છે. દક્ષિણે કીમ નદી તેને સુરત જિલ્લાથી જુદો પાડે છે, અને પશ્ચિમે ખંભાતનો અખાત આવેલો છે.

**સામાન્ય વર્ણન**—ભરૂચ જિલ્લાની જમીન તદન સપાટ અને કાળી છે. કાળી જમીનમાં કપાસ ઘણો થાય છે. ખેડા જિલ્લો તમાકુને માટે જાણીતો છે, તેમ આ જિલ્લો કપાસને માટે જાણીતો છે. આપણે આગગાડીમાં બેસી ભરૂચ જિલ્લામાં ચાલ્યા જતા હોઇએ તો મોસમમાં આસપાસનાં ખેતરો કપાસને લીધે સફેદરંગી દેખાય છે. આ જિલ્લાના પૂર્વ ભાગને કાનમ કહે છે, તેથી આ કપાસ કાનમી કપાસને નામે ઓળખાય છે. પાલેજ ગામમાં કપાસ લોઢવાનાં ઘણાં જીન છે. તે વેપારનું મુખ્ય મથક છે. એ સિવાય ચમારગામ, અંકલેશ્વર, હાંસોટ, જંબુસર વગેરે સ્થળે પણ કપાસ લોઢવાનાં કારખાનાં છે. હાંસોટ પેટામહાલમાં ઘઉં સારા પાકે છે. તેને હાંસોટી ઘઉં કહે છે.

જિલ્લાની વસ્તી ૩૦૭૭૪૫ માણુસોની છે. તેમાં ૭૦ હજાર મુસલમાનો છે. આ મુસલમાનો વહોરા કહેવાય છે. તેઓ ખેતીનું કામકાજ કરે છે.

ભરૂચ જિલ્લાની વડીઅદાલત ભરૂચમાં છે, અને ત્યાંના સેશન્સજજ પંચમહાલના પણ સેશન્સજજ કહેવાય છે. જિલ્લાના ભરૂચ, અંકલેશ્વર અને જંબુસર ગામોમાં મુન્સફોની કચેરીઓ છે.

જિલ્લાની મુખ્ય રેલ્વે બી. બી. એન્ડ. સી. આઇ. રેલવે છે. તે ઉપરાંત ભરૂચથી જંબુસર જવાની, જંબુસરથી વિશ્વામિત્રી જવાની અને અંકલેશ્વરથી રાજપીપળા જવાની નાની લાઇનો પણ છે.

**નદીઓ—**

**મહી**—ખેડા જિલ્લામાંથી આવી ભરૂચ જિલ્લાની ઉત્તરમાં વહે છે, અને તેના ઉપર આ જિલ્લાનાં સારોદ, કારેલી અને કાવી ગામો આવેલાં છે.

**કીમ**—ભરૂચ જિલ્લાની દક્ષિણ સરહદ પર વહી ખંભાતના અખાતને મળે છે.

**ઢાઢર**—વિંધ્યાચળ પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે, ને આમોદ અને જંબુસર તાલુકાને એક બીજાથી છુટા પાડે છે. તેના પર ટંકારીઆ બંદર આવેલું છે.

**નર્મદા**—વિંધ્યાચળ પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. આ નદી ગુજરાતમાં મોટામાં મોટી છે. આ નદીનું બીજું નામ રેવાજી છે. તે પવિત્ર મનાય છે. તેની ઉપર ચાણોદ, ભરૂચ, શુકલતીર્થ વગેરે આવેલાં છે.

તાલુકા—ભરૂચ, અંકલેશ્વર, વાગરા, આમોદ, જંબુસર.

પેટામહાલ—હાંસોટ.

જાણવા લાયક સ્થળો.

**ભરૂચ**—એ નર્મદા નદીના કાંઠાપર આવેલું બંદર છે. પહેલાંના વખતમાં આ બંદર મારફતે ઘણો વેપાર ચાલતો હતો. હાલ નદીનું બારૂં પુરાઇ જવાથી મોટાં વહાણો આવી શકતાં નથી. આ સ્થળે અસલ ભૃગુઋષિનો આશ્રમ આવેલો હોવાથી તેમના નામ ઉપરથી ભૃગુકચ્છ અને છેવટે ભરૂચ પડયું છે. આ ઋષિના નામ પરથી અહીંના બ્રાહ્મણો ભાર્ગવ બ્રાહ્મણો કહેવાય છે. અહીં બળી રાજાએ દશયજ્ઞ કર્યા હતા, તે સ્થળ દશાશ્વમેધના નામથી ઓળખાય છે. શહેર પાઘડી પને છે, એટલે પાઘડીની માફક લંબાઇ વધારે ને પહોળાઇ ઓછી છે. ભરૂચ ૨॥ માઇલ લાંબું અને ૦॥। માઇલ પહોળું છે.

**શુકલતીર્થ**—ભરૂચથી ૧૦ માઇલ દૂર નર્મદા કિનારે આવેલું છે. અંકલેશ્વરથી રાજપીપળા જતી રેલવેના ઝઘડીઆ સ્ટેશનથી ત્યાં જવાય છે. અહીં ૐકારેશ્વર મહાદેવનું દહેરૂં છે. ત્યાં દર સાલ કાર્તકી પુનમ ઉપર મેળો ભરાય છે. શુકલતીર્થ પાસે નર્મદા નદીમાં કબીરવડ નામનો મોટો વડ આવેલો છે. કબીર નામના મહાન પુરુષે વડના દાતણની ચીરી કરી અત્રે નાખી, અને તેમાંથી આ વડ ઉત્પન્ન થયો એમ કહેવાય છે. વડ હાલમાં એટલો બધો ચોમેર ફેલાયો છે કે તેનું અસલ થડ કયું હશે, તે પણ કહી શકાતું નથી.

તેની ઘટા અને વડવાઇઓ એટલી બધી ફેલાઇ ગઇ છે, કે તેની નીચે ૭૦૦૦ માણુસો નિરાંતે બેસી શકે છે! કિનારેથી વડ તરફ હોડીમાં બેસી જઇ શકાય છે.

**અંકુલેશ્વર**—એ તાલુકાનું ગામ અને રેલવે સ્ટેશન છે. અહીંથી રાજપીપળા સુધી નાના માપની ગાડી જાય છે. ભરૂચ અને અંકલેશ્વર વચ્ચે નર્મદાનો મોટો પૂલ આવેલો છે.

**ભાડભૂત**—નર્મદા નદીપર જાત્રાનું ધામ છે. ત્યાં ભાડભૂતેશ્વર મહાદેવનું દહેરૂં છે. જે વર્ષમાં અધિક ભાદરવો હોય છે, તે વર્ષમાં ત્યાં મેળો ભરાય છે.

**આમોદ**—લોઢાની છરી, કાતર, ચપ્પુ અને પિત્તળની છીંણીઓ માટે પ્રખ્યાત છે.

---

## સુરત જિલ્લો.

છોકરાઓ, તમો ગુજરાતપ્રાંતના નકશા તરફ જોશો તો માલમ પડશે કે સુરત જિલ્લો ગુજરાતની છેક દક્ષિણુમાં આવેલો છે. વડોદરારાજ્યને લીધે એના ત્રણુ ભાગ પડે છે, તેમાંના બે ભાગ દરીઆકિનારા પર અને એક અંદરની બાજુએ આવેલો છે.

**સીમા**—આ જિલ્લાની ઉત્તરે કીમ નદી અને ભરૂચ જિલ્લો, પૂર્વે વડોદરાનું રાજ્ય, અને વાંસદાનું દેશી રાજ્ય, દક્ષિણે દમણુગંગા નદી અને થાણા જિલ્લો, તથા પશ્ચિમે અરબી સમુદ્ર આવેલો છે.

**સામાન્ય વર્ણન**—સુરત જિલ્લાનો પૂર્વભાગ નાના નાના ડુંગરોને લીધે જોઇએ તેવો રસાળ નથી, પણ પશ્ચિમ

ભાગ સપાટ અને રસાળ પ્રદેશ છે. પૂર્વ ભાગમાં રાનીપરજ નામની ભીલના જેવી જાતિના લોકો વસે છે. આ જિલ્લાના કેટલાક ભાગમાં શાકભાજી ઘણાં સારાં થાય છે. ખાસ કરીને અમલસાડ તરફ ફણુસ, અનનાસ, શેરડી, કેરી, પીંપર, હળદર વગેરે સારાં થાય છે. જલાલપોર અને બારડોલી તાલુકાની જમીન કાળી હોવાથી ત્યાંનો મુખ્ય પાક કપાસ છે. ડુંગર તરફના ભાગો અને પારડી તથા વલસાડ તાલુકામાં વધારે વરસાદને લીધે ડાંગર સારી પાકે છે. સુરત જિલ્લાની ડાંગર કોલમના નામથી ઓળખાય છે. પૂર્વ તરફ ડુંગરાવાળા ભાગને લગતાં વાંસદા, ધરમપુર અને ડાંગનાં જંગલો આવેલાં છે. દરીઆ પાસે હોવાથી ધરાસણા અને છરવાડામાં દરીઆના પાણીમાંથી મીઠું પકવવામાં આવે છે.

આ જિલ્લામાં સુરત એ એક જુનું અને જાણીતું બંદર છે. અત્યારે મુંબઇ ઇલાકામાં પહેલા નંબરનું બંદર મુંબઈ ગણાય છે; પરંતુ ૧૫૦–૨૦૦ વર્ષ ઉપર સૌથી સારામાં સારૂં બંદર સુરત હતું. પરદેશ જોડે આ બંદરનો સારો સંબંધ હતો. જ્યારે અંગ્રેજો અને યૂરોપની બીજી પ્રજાઓ આ દેશમાં વેપાર કરવા આવી ત્યારે સુરતનો વેપાર ધમધોકાર ચાલતો હતો, તેથી અંગ્રેજો અને બીજી કેટલીક પ્રજાએ પોતાની કોઠીઓ–વખારો–આ શહેરમાં નાખી હતી. અત્યારે પણ સુરતમાં તાપી નદીના કિનારા પર આવેલી અંગ્રેજોની કોઠી આ વાતની સાક્ષી પુરે છે. એવી કોઠીઓમાં તેઓ પોતાને દેશથી વહાણમાં ભરી આણેલો માલ ભરી રાખતા, અને તે આ દેશમાં ધીમે ધીમે વેચતા, અને તેના બદલામાં અહીંથી સુતરાઉ કાપડ, તેજાનો વગેરે લઇ જઇ

યુરોપમાં વેચતા હતા. સુરત એ અંગ્રેજ સરકારની સત્તાનું બીજ ગણાય છે. અત્યારે તાપી નદીનું બારૂં પુરાઇ જવાથી વેપાર ધંધો બંધ પડયો છે. વલસાડ બંદરેથી ઈમારતી લાકડું અને ઇંટો બહારગામ જાય છે.

જિલ્લામાં મુખ્ય રેલવે બી. બી. એન્ડ. સી. આઈ. રેલવે છે. સુરતથી નંદરબાર જવાની ટાપ્ટીવેલી રેલવે અને સુરતથી બીલીમોરા થઈ વડોદરા રાજ્યની નાના માપની રેલવે પણ અહીં આવેલી છે. જિલ્લામાં ફરવાને કેટલીક પાકી સડકો પણ છે.

જિલ્લાની વસ્તી ૬૭૪૩૫૧ માણુસની છે. તેમાં અનાવિલ બ્રાહ્મણ અને ડુંગરવાળા ભાગમાં રાનીપરજની વસ્તી વધારે છે. અનાવિલ બ્રાહ્મણોમાં ચરોતરના પાટીદારોની માફક કન્યા પરણાવતાં પહેરામણીમાં ઘણું ખર્ચ કરવું પડે છે. ગુજરાતમાં ખેડા જિલ્લાથી બીજા નંબરની ઘીચ વસ્તીવાળો આ જિલ્લો છે. આ જિલ્લાના લોકો ખાવાપીવામાં શોખીલા છે. તેઓ સુરતીલાલા કહેવાય છે. કેટલેક સ્થળે બોલવામાં 'સ'ને બદલે 'હ'વપરાયછે. જેમકે 'સઘડી'ને બદલે 'હગડી', 'શાક'ને બદલે 'હાક', 'પૈસા'ના બદલે 'પૈહા' બોલાય છે.

પાહાડ—ઉપર કહ્યું તેમ પૂર્વ તરફ સહ્યાદ્રિના ફાંટા આવેલા છે. વલસાડની પાસે પારનેરાનો ડુંગર છે, તે ૫૦૦ ફૂટ ઉંચો છે. તેની ઉપર કિલ્લાનાં ખંડેર ને માતાનું દહેરૂં છે. ડુંગરમાંથી સડક બાંધવાના પત્થરો ખોદી કાઢવામાં આવે છે.

**નદીઓ**—આ જિલ્લાના ઘણાખરા તાલુકાઓ નદીએ થી એક બીજાથી છુટા પડેલા છે. મુખ્ય નદીઓ નીચે પ્રમાણે છે.

**તાપી**–સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી અરબીસમુદ્રને મળે છે. આ મોટામાં મોટી નદી છે, અને તેના ઉપર સુરત આવેલું છે.

**કીમ**—રાજપીપળાના ડુંગરમાંથી નીકળી ઓરપાડ તાલુકાની ઉત્તરે વહી ખંભાતના અખાતને મળે છે.

**મીંઢોળા**—ખાનદેશ અને સુરત જિલ્લાના વચ્ચેના ડુંગરમાંથી નીકળી ચોર્યાસી તાલુકાની દક્ષિણે વહી તાપી નદીથી દક્ષિણ દિશામાં દરીઆમાં પડે છે. આ નદીના મુખ આગળ નાનાં વહાણ ફરી શકે છે.

**અંબીકા**—વાંસદાના ડુંગરમાં નીકળી જલાલપોર તાલુકાની દક્ષિણે વહી અરબી સમુદ્રને મળે છે.

**દમણગંગા**—આ નદી ગુજરાતની હદ બતાવનારી છે. પહેલાં તે સુરત અને થાણા જિલ્લાને છુટા પાડે છે, અને પછી દમણ રાજ્યમાં દાખલ થઇ અરબી સમુદ્રને મળે છે.

આ સિવાય **પૂર્ણા**, **ઔરંગા**, **પાર** અને **કોલક** નદીઓ આવેલી છે.

**તાલુકા—પારડી, વલસાડ, ચીખલી, જલાલપોર, બારડોલી, માંડવી, ચોર્યાસી, ને ઓરપાડ.**

**પેટામહાલ—વાલોડ.**

## જાણવા લાયક સ્થળો.

**સુરત**—તાપી નદી ઉપર આવેલું બંદર છે. સુરતા નામની સ્ત્રીના નામ પરથી તેનું નામ સુરત પડેલું છે. આજથી ૨૦૦ વર્ષ ઉપર તે એક મોટું બંદર હતું. શિવાજીએ આ શહેર પર લૂટ ચલાવી હતી, તેથી તેનું રક્ષણ કરવા શહેરની આસપાસ કિલ્લો બાંધેલો છે. અહીં રેશમી અને કસબી કાપડ ઘણું સારૂં બને છે. કસબ બનાવવાનો ધંધો ધમધોકાર ચાલે છે. સુરતની બરફી વખણાય છે. ત્યાંના

લોકો સુઘડ, સાહસિક અને મોજીલા છે. આપણામાં કહેવત છે કે 'સુરતનું જમણ અને કાશીનું મરણ'.

**રાંદેર**—સુરતની સામે તાપી નદીના કિનારા પર આવેલું છે. આ સુરતથી પણ જુનું ગામ છે. અહીંના વતની વહોરાઓ પરદેશ વેપાર કરવાને માટે જાય છે. અહીંનાં બોર વખણાય છે.

**વલસાડ**—ઔરંગા નદી પર બંદર છે. વલસાડની આસપાસનાં જંગલોમાં સાગ થાય છે, તે વલસાડી સાગ કહેવાય છે. આ બંદરેથી ઇમારતી તથા બાવળનાં લાકડાં, ઈંટો, ગોળ, અનાજ વગેરે પરદેશ ચઢે છે.

**બહુધાન**—બહુધાન્ય ઉપરથી એ નામ પડયું છે. તાપી નદી પર જાત્રાનું ધામ છે. અહીં બાર વર્ષે સિંહસ્થ વર્ષમાં મોટો મેળો ભરાય છે.

**ઉદવાડા**—પારડી તાલુકામાં પારસી લોકોનું જાત્રાનું ઠેકાણું છે. પારસી લોકો અગ્નિની પૂજા કરે છે. ઉદવાડામાં એક મોટો કુંડ બાંધી તેમાં પોતાના અગ્નિદેવ–આતશ બહેરામ--ની સ્થાપના કરેલી છે.

**ધરાસણા અને દાંડી**–મીઠાના અગર છે.

## હવાખાવાનાં સ્થળો.

**ડુમસ**—સુરતથી દશ માઇલ દૂર દરીઆકિનારે આવેલું છે.

**તીથલ**–વલસાડની પાસે દરીઆકિનારા પર આવેલું છે.

**હજીરા**—ઓરપાડ તાલુકામાં તાપી નદીના મુખ પર આવેલું છે. ગામનું મૂળ નામ ઢઉ છે, પરંતુ વોકસ નામના સાહેબની ત્યાં કબર–હજીરો--છે, તેથી તે જગા હજીરાના નામથી ઓળખાય છે. ત્યાં દીવાદાંડી પણ છે.

## થાણા જિલ્લો.

છોકરાઓ, ગુજરાતના પાંચ જિલ્લાની ભૂગોળ તમો શીખી ગયા. ગુજરાતની દક્ષિણે સુરત જિલ્લાની નીચે જે જિલ્લો આવેલો છે, તેને થાણા જિલ્લો કહે છે. ઉપર શીખેલા પાંચ જિલ્લા ઉપરાંત થાણા જિલ્લો ઉત્તર વિભાગમાં ગણાતો હોવાથી હવે તમારે તેની ભૂગોળ શીખવાની છે. થાણા જિલ્લાનો કુદરતી રીતે મહારાષ્ટ્રમાં સમાવેશ થાય છે, અને ત્યાં ભાષા પણ મરાઠીજ બોલાય છે; છતાં તેને ઉત્તર વિભાગમાં ગણેલો છે. દમણગંગા નદીથી તે સુરત જિલ્લાથી જુદો પડે છે.

**સીમા**–આ જિલ્લાની ઉત્તરે દમણ નામનું પોર્ટુગીઝ સંસ્થાન અને જવાર સંસ્થાન આવેલાં છે. પૂર્વે નાશક અને અહમદનગર જિલ્લા તથા દક્ષિણે પુના અને કોલાબા જિલ્લા આવેલા છે. ભરૂચ ને સુરત જિલ્લાની માફક આના પશ્ચિમ કિનારે અરબી સમુદ્ર આવેલો છે.

**સામાન્ય વર્ણન**—થાણા જિલ્લાનો પૂર્વ ભાગ સહ્યાદ્રિ પર્વતને લીધે ઉંચાણવાળો અને ખાડાટેકરાવાળો છે. પશ્ચિમ તરફનો ભાગ નીચો અને ફળદ્રુપ છે. પૂર્વ તરફના ભાગમાં જંગલો વિશેષ છે, તેથી તે ભાગમાં ભીલ જેવી જાતો વસે છે. તે ભાગમાં વરસાદ વધારે થવાથી મુખ્ય પાક ડાંગર છે. પશ્ચિમના પ્રદેશમાં દરીઆકિનારા તરફ નાળિએરીનાં ઝાડ નજરે પડે છે. તે સિવાય કેળાં, આદુ, શેરડી, પાન વગેરે પુષ્કળ થાય છે. ગુજરાતમાં આવતાં પાન આ જિલ્લામાંથી આવે છે. વસાઈનાં કેળાં અને પાન વખણાય છે. ભાયદર અને વસાઈ આગળ દરીઆના પાણીમાંથી મીઠું

પકવવામાં આવે છે. આ જિલ્લામાં મુખ્ય રેલવે બી.બી. એન્ડ. સી. આઈ રેલવે છે. જિલ્લાની વસ્તી ૭૫૯૯૧૬ માણસની છે. મુંબઈ પાસે હોવાથી આ જિલ્લાના કેટલાક ગામોના લોકો વતનમાં રહી ધંધા રોજગાર અર્થે ત્યાં જા આવ કરે છે.

**તાલુકા—ડાહાણું, માહીમ, વસાઈ, સાષ્ટી, ભીંવડી, વાડા, શાહપુર, મુરબાદ અને કલ્યાણ.**

આ તાલુકામાંના પહેલા પાંચ દરીઆઃકિનારે અને બાકીના ચાર અંદરની બાજુએ આવેલા છે.

## જાણવા લાયક સ્થળો.

**થાણા**—જિલ્લાનું મુખ્ય શહેર છે. અહીંથી મુંબઈ ૨૧ માઇલ દૂર છે, તેથી કેટલાક દરરોજ આગગાડી મારફતે વેપારધંધા માટે મુંબઇ જા આવ કરે છે. જિલ્લાના કલેકટરં અહીં રહે છે.

**બોરીવલી**—મુંબઇથી ૨૪ માઇલ ઉત્તર તરફ આવેલું છે. અહીંથી થોડે દૂર કેનેરી કરીને સ્થળ છે, ત્યાં પર્વતમાંથી કોતરી કાઢેલી બૌધધર્મની સો ગુફાઓ છે. તેમાં એકજ પત્થરમાંથી કોતરેલી જુદી જુદી મૂર્તિઓ ઘણી જોવા જેવી છે.

**વસઈ**—તાલુકાનું મુખ્ય ગામ વસઈ સ્ટેશનથી પાંચ માઈલ દૂર છે. અહીં શેરડી, કેળાં અને પાન સારાં થાય છે.

**કલ્યાણ**—ઘણું જુનું શહેર છે. અહીંથી જી. આઈ. પી. રેલવેનો એક ફાંટો નાશક તરફ જાય છે, અને બીજો પુના તરફ જાય છે. શહેરથી થોડે દૂર પત્થરની ખાણો છે. આની પાસે દરીઆની ખાડીઓમાં વહાણો ફરી શકે છે.

---

## મુંબઈ ઇલાકાના તાબાનાં દેશી રાજ્યો.

આપણે પાછળ શીખી ગયા કે મુંબઇ ઇલાકામાં દેશી રાજ્યો બે પ્રકારનાં છે. ૧ મુંબઇના ગવર્નરના તાબા હેઠળનાં, ૨ વાઇસરૉયની દેખરેખ હેઠળનાં. ગુજરાતમાં પહેલા પ્રકારનાં દેશી રાજ્યોમાં મહીકાંઠા એજન્સિ, રેવાકાંઠા એજન્સિ, સુરત એજન્સિ, ખંભાત સંસ્થાન અને જવારસંસ્થાન છે.

**એજન્સિ**—જેમ ઘણા તાલુકા મળી જિલ્લો બને છે, તેમ ઘણાં નાનાં નાનાં દેશીરાજ્યોના સમુહને એજન્સિ કહે છે. આ રાજ્યોના માલીક દેશી રાજાઓ હોય છે, પરંતુ તેમની ઉપર દેખરેખરાખવાને એક ખાસ અંગ્રેજ અમલદાર નીમેલો હોય છે, તેને પોલિટિકલ એજંટ કહે છે. રાજાઓનાં દરેક કાર્ય ઉપર આ અમલદારની પુરતી દેખરેખ હોય છે. તેમની સલાહ કે સૂચના વિના દેશી રાજાઓથી કંઈ પણ થઇ શકતું નથી.

## મહીકાંઠા એજન્સિ.

**સીમા**—ગુજરાતના ઈશાન ખુણામાં મહી નદીની ઉત્તર તરફ આ એજન્સિ આવેલી છે. તેની ઉત્તર અને પૂર્વ તરફનો ભાગ ડુંગરવાળો હોવાથી ત્યાં જંગલો આવેલાં છે, તેથી વસ્તીનો મોટો ભાગ ભીલ અને કોળી લોકોનો છે. આબુ, આરાસુર વગેરેના પહાડો આની ઉત્તર અને પૂર્વ તરફની સરહદપર આવેલા છે.

આ એજન્સિમાં કુલ ૬૩ રાજ્યો છે, તેના છ ભાગ પાડેલા છે, તે પરગણાના નામથી ઓળખાય છે.

**પર્વત**—**આરાસુર**. તે ઉપર અંબાભવાનીનું દહેરૂં છે.

આ ડુંગરામાં પહેલાં વારતહેવારે બકરાં, પાડા વગેરેનો વધ થતો હતો; તે હાલ દાંતાના રાણાની આજ્ઞાથી બંધ કરવામાં આવ્યો છે. આ પર્વતમાંથી આરસપહાણ નીકળે છે.

**નદીઓ—સાબરમતી, સરસ્વતી, હાથમતી, મેશ્વો, માઝુમ, વાત્રક, ખારી.**

**ખનીજો**—આ એજન્સિમાં મુખ્ય સંસ્થાન ઇડર છે. ઈડર રાજ્યના અમનગર શહેર પાસેથી ખાણોમાંથી પત્થર ખોદી કાઢવામાં આવે છે. તે પત્થર ઘણા કઠણ અને મજબુત હોવાથી તેના પર કોતરકામ સારૂં થાય છે. એ સિવાય ઘંટીના પત્થર, અબરખ, ધોળી, રાતી અને પીળી માટી, ચુનાના પત્થર, ચકમક પત્થર, સ્ફટિક જેવા રંગનો ચળકાટ મારતો પત્થર, સડકો પરના મેટલ વગેરે નીકળે છે. રાયગઢ પાસેથી લોકાટ (લોઢાનો કાટ) મળી આવે છે, તેની ભસ્મ કરી દવાના કામમાં લેવાય છે.

**મુખ્ય રાજ્યો—દાંતા, ઈડર, અમનગર, પેથાપુર, ભાલુસણા, વડાલી, મોહનપુર અને માણસા.**

## જાણવા લાયક સ્થળો.

**ઇડર**—એ ઈડર રાજ્યમાં જુનું અને જાણીતું શહેર છે. ત્યાંનો રાજા રાઠોડ જાતનો રજપુત છે. ઇડર શહેરને ફરતો પત્થરનો મજબુત કિલ્લો છે. તે કિલ્લા નજીક ડુંગર છે, અને તે ડુંગર શહેરની આસપાસ વીંટાએલો છે. અહીંનો ઈડરીઓગઢ જોવા જેવો છે.

**અમનગર**—હાથમતી નદીને તીરે આવેલું છે. એનું ખરૂં નામ અહમદનગર છે. તે અમદાવાદ વસાવનાર અહમદશાહ બાદશાહે ઇડરના રાજાને કાબુમાં રાખવા વસાવ્યું

હતું. અમનગરમાં સાબુ બને છે, અને તેની પાસે પત્થરની ખાણો છે.

**દાંતા**—અંબાજીનાં દહેરાં અને આરાસુરના પહાડ માટે પ્રખ્યાત છે. માતાજીના દહેરાની આવક અહીંના રાજાને લેવાની હોય છે. અંબાજી ગુજરાતનું જાત્રાનું ધામ છે. ત્યાં કેટલીક પુનમોએ મોટા સંઘ જાય છે.

**પેથાપુર**—સાબરમતીના કાંઠાપર આવેલું છે. અહીં ખત્રી અને ભાવસારની વસ્તી વધારે છે. તેઓ રંગાટી કામ ઘણું સારૂં કરે છે. અહીંના બાંધણીના સાલ્લા અને બંદુક વખણાય છે.

**સાદરા**—મહીકાંઠા એજન્સિના પોલિટિકલ એજન્ટનું તથા લશ્કરી છાવણીનું સ્થાન છે. અહીં ગરાશીઆ—રજપુતના છોકરાઓને ભણવાની તાલુકદારી સ્કૂલ છે.

## જાત્રાનાં સ્થળો.

**ખેડબ્રહ્મા**—એ ઇડર સંસ્થાનમાં આવેલું છે. એમાં ભૃગુ ઋષિનો આશ્રમ અને બ્રહ્માની મૂર્તિ જે તદ્દન રેતીની બનાવેલી છે, તે જોવા જેવાં છે.

**શામળાજી**-મેશ્વો નદીના કાંઠે પુરાતન અને પવિત્ર ધામ છે. એમાં શામળાજી એટલે કૃષ્ણની મૂર્તિ છે. દેવાલયો-ના પત્થરો ઉપર હાથી અને ઘોડા કોતરેલા જોવા જેવા છે.

**તારંગા**—એ દાંતાથી રા માઈલ દૂર ડુંગર ઉપર અજીતનાથ અને સંભવનાથના પુરાતની જૈન દહેરાંને માટે પ્રખ્યાત છે.

**કુંભારીઆ**—અંબાભવાની પાસે કુંભારાણાએ વસા-

વેલા કુંભારીઆમાં વિમળશાનાં બન્ધાવેલાં જૈનનાં દહેરાંને માટે પ્રખ્યાત છે. પાછળથી આ દહેરાં બળી જવાથી તેમનો નાશ થયો છે. હાલમાં ફક્ત પાંચ દહેરાં છે.

**ઊંટડીઆ**—એ પવિત્ર ને પ્રખ્યાત શિવાલય વાત્રકના ડાબા કાંઠાપર આવેલું છે. અહીં જાબાલી ઋષિનો આશ્રમ હતો. સ્થળ બહુ રમણીય છે.

આ સિવાય **બહુચરાજી, કોટેશ્વર** વગેરે છે.

---

## રેવાકાંઠા એજન્સિ.

**સીમા**— આ એજન્સિ ગુજરાતની પૂર્વ દિશામાં આવેલી છે. પંચમહાલ જિલ્લાના બે ભાગ આ એજન્સિ વડે થાય છે. નર્મદા નદીનું બીજું નામ રેવા છે. આ એજન્સિનાં ઘણાં રાજ્યો તેના કિનારાપર આવેલાં હોવાથી તેનું નામ રેવાકાંઠા પડયું છે.

**નદીઓ—મહી, નર્મદા, વિશ્વામિત્રી, કરજણ.**

**સામાન્ય વર્ણન**—આ એજન્સિના મધ્ય ભાગમાં વિંધ્યાચળ અને દક્ષિણમાં સાતપુડાના ફાંટા આવેલા છે. મુખ્ય ફાંટો રાજપીપળાના ડુંગરને નામે ઓળખાય છે. આ એજન્સિ ડુંગરાળ છે, અને તેથી જંગલનો મુલક છે. એમાં ભીલની વસ્તી વધારે છે. રાજપીપળામાંથી અકીકના પત્થર નીકળે છે, અને તે ખંભાત જઇ સાફ થાય છે. અકીકનાં બટન, એરીંગ વગેરે બને છે. અહીંનાં જંગલોમાં વાંસ, સીસમ, ખેર અને ખાખરાનાં ઝાડો પુષ્કળ ઊગે છે. જંગલમાં વાઘ, ચિત્તા, રીંછ, ડુક્કર વગેરે ફાડી ખાનાર પ્રાણી વસે છે.

પંચમહાલ જિલ્લાના કલેકટર અહીંના પોલિટિકલ એજન્ટનું કામ કરે છે. તે ગોધરામાં રહે છે. આ એજન્સિમાં નાનાં મોટાં ૬૨ રાજ્યો છે, તેમાંનાં નીચેનાં મુખ્ય છે.

**૧ રાજપીપળા, ૨ છોટાઉદેપુર, ૩ બારીઆ, ૪ લુણાવાડા, ૫ વાડાસિનોર** અને **૬ સુંથ.**

## જાણવા લાયક સ્થળો.

**રાજપીપળા**—રાજપીપળાની રાજધાની કરજણ નદી પર આવેલું છે. પહેલાં આ શહેરને નાંદોદ કહેતા હતા પરંતુ હાલમાં તેનું નામ રાજપીપળા રાખવામાં આવ્યું છે. અહીંના રાજા ગોહેલ રજપુત છે, અને તે મહારાણા કહેવાય છે. અહીંથી મીયાંગામ અને અંકલેશ્વર સુધીની રેલવે છે. શહેરમાં રાજાનો મહેલ અને બીજાં કેટલાંક મકાનો જોવા જેવાં છે.

**લુણાવાડા**—મહી નદી પર આવેલું છે. રાજા સોલંકી રજપુત છે, અને તે પણ મહારાણા કહેવાય છે. ગોધરાથી લુણાવાડા સુધી નાના માપની રેલવે છે.

**વાડાસિનોર**—અહીંના મુસલમાન રાજા બાબી કુટુમ્બના છે, તે નવાબ કહેવાય છે. ગામમાં એક સુંદર મિનારો જોવા જેવો છે.

**ચાણોદ**—નર્મદા નદી ઉપર જાત્રાનું ધામ છે. ત્યાં દર વર્ષે કાર્તકી અને ચૈત્રી પુનમે મેળો ભરાય છે. ચાણોદથી થોડેક દૂર નદીમાં અનસૂયા માતાનું સ્થાન છે. તેની પાસે પતીઆ લોકોને રાખવાનું દવાખાનું છે. ચાણોદની પાસે **કર્નાળી** પણ જાત્રાનું ઠેકાણું છે.

## સુરતએજન્સિ.

**સીમા**—સુરત જિલ્લાની પૂર્વે અને થાણા જિલ્લાની ઉત્તરે આ એજન્સિ આવેલી છે. તેની ઉપર સુરત જિલ્લાનો કલેકટર દેખરેખ રાખે છે. વાંસદા અને ધરમપુરનાં રાજ્યોમાં પુષ્કળ જંગલો હોવાથી હવા ઘણી ખરાબ છે. અહીંના લોકોને મેલેરીઆ નામનો તાવ ઘણા વખત સુધી આવ્યાજ કરે છે.

મુખ્ય રાજ્યો—**વાંસદા, ધરમપુર, સચીન** અને **ડાંગ.**

### જાણવા લાયક સ્થળો.

**વાંસદા**—બીલીમોરાથી પૂર્વે ૨૯ માઇલ પર આવેલું છે. અહીં સોલંકી જાતના રજપુત રાજ્ય કરે છે.

**દેવકીઉનાઇ**—વાંસદાથી દશ માઇલ દૂર વાંસદા, બ્રિટિશ અને વડોદરા રાજ્યની સરહદપર આવેલું છે. ત્યાં ઉના પાણીના કુંડ છે. અહીં ચૈત્રી પુનમે મેળો ભરાય છે. એમ કહેવામાં આવે છે, કે આ કુંડનું પાણી હમેશાં ઘણું ગરમ રહે છે, પરન્તુ મેળાના પ્રસંગે તેનું પાણી નાહવા જેવું થાય છે !

**ધરમપુર**—અસલ આ રાજ્ય રામપુરના નામથી ઓળખાતું હતું. ત્યાં સિસોદીઆ વંશના રાજા રાજ્ય કરે છે. વલસાડથી ધરમપુર જવાની ૧૮ માઇલની સડક છે. અહીં રાનીપરજની વસ્તી વધારે છે.

**સચીન**—ગામ બહુ નાનું છે. રાજા હબસી જાતના મુસલમાન છે, અને તે નવાબ કહેવાય છે.

**ડુમસ**—પાછળ જણાવ્યું તેમ સચીનના રાજ્યમાં હવા ખાવાનું સ્થળ છે.

**ડાંગ**—આ જગા તદન જંગલોવાળી છે.

## ખંભાત સંસ્થાન.

**સીમા**—ખેડા જિલ્લાની પશ્ચિમે અને મહી નદીની ઉત્તરે આવેલું આ રાજ્ય છે. તેની ઘણીખરી જમીન ખારવાળી છે. ત્યાં જે કુવા ખોદવામાં આવે છે, તે શરૂઆતમાં મીઠા હોય તોપણ જમીન ખારાશવાળી હોવાથી પાંચ વર્ષે નકામા થઇ પડે છે.

અહીંના રાજા મુસલમાન હોઇ નવાબ કહેવાય છે. આ સંસ્થાન ખેડા જિલ્લાના કલેકટરની દેખરેખ નીચે છે. આણંદથી ખંભાત સુધીની રેલવેલાઇન છે.

### મુખ્ય શહેર.

**ખંભાત**—એનું મૂળ નામ સ્તંભાવતી હતું. પ્રથમ આ શહેર ખંભાતના અખાત ઉપર એક જાણીતું બંદર હતું, અને અહીંથી પુષ્કળ માલ ચઢતો અને ઉતરતો હતો. હાલ દરીઓ પાંચ માઇલ દૂર જવાથી ત્યાંનો વેપાર ભાંગી પડયો છે. અહીંની જમીન ખારી હોવાથી દરેક મકાન ઉપર પત્થરની અગાશીઓ હોય છે, અને તેમાંથી ચોમાસામાં ટાંકાંમાં પાણી લઇ તે પીવાના કામમાં લેવામાં આવે છે. હાલમાં પાણીના નળ થવાથી મીઠા પાણીનું દુઃખ ઓછું થયું છે. રાજપીપળામાંથી આવતા અકીકના પત્થરનાં બટન, એરીંગ, વીંટીઓ વગેરે સામાન બને છે. ખંભાતમાં લુગડાં અને શેતરંજી સારાં બને છે. અહીંનાં સુતરફેણી અને શિખંડનો મસકો વખણાય છે. શહેરમાં ટાવર, રાજાનો મહેલ, કચેરી, ત્રણ દરવાજા વગેરે જોવા જેવાં છે.

### જવારસંસ્થાન.

થાણા જિલ્લામાં આવેલું આ નાનું દેશી રાજ્ય છે. થાણા જિલ્લાનો કલેકટર તે અહીંનો પોલિટિકલ એજન્ટ છે. વાંસદા રાજ્યની માફક તેમાં જંગલો અને ડુંગરો આવેલાં છે. રાજા પણ કોળી જાતનો છે. ભીલ અને કોળી લોકોનો મુખ્ય ખોરાક ડાંગર, નાગલી વગેરે છે.

---

# વાઈસરૉયના તાબાનાં દેશીરાજ્યો.

---

### ૧ વડોદરા રાજ્ય.

**સામાન્ય વર્ણન**—ગુજરાતમાં હાલ અંગ્રેજ સરકારનું રાજ્ય છે. અંગ્રેજો પહેલાં મરાઠાઓનું રાજ્ય હતું. હાલમાં વડોદરામાં મરાઠાઓની એક શાખા જે ગાયકવાડને નામે ઓળખાય છે, તેમનું રાજ્ય છે.

એ રાજ્ય ઉપર હિંદુસ્તાનના ઉપરી વાઈસરૉયની દેખરેખ છે. તેમના તરફથી એક અંગ્રેજ અધિકારી કે જે રેસિડન્ટ કહેવાય છે, તે વડોદરામાં રહે છે.

ગાયકવાડી અથવા વડોદરારાજ્ય ગુજરાતમાં એક જથ્થે આવેલું નથી. તે ચાર ભાગમાં વહેંચાએલું છે. એક ભાગ અમદાવાદ જિલ્લાની ઉત્તરે, બીજો ખેડા જિલ્લાની દક્ષિણે, ત્રીજો સુરત જિલ્લાની પૂર્વમાં અને ચોથો કાઠિઆવાડમાં આવેલો છે.

હાલના વડોદરાના રાજા શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ છે. તે જાતે મરાઠા છે. તેઓ પોતાનો ઘણો

વખત પરદેશમાંજ ગાળે છે, અને રાજ્યકારભાર તેમની આજ્ઞા પ્રમાણે દિવાન ચલાવે છે. વડોદરા રાજ્ય બીજાં રાજ્યો કરતાં સુધારામાં ઘણું આગળ વધેલું છે. મહારાજા સાહેબ પોતાની રૈયતને સુખી કરવાને સતત પ્રયત્ન કરે છે. તેમણે પોતાના રાજ્યમાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજીયાત દાખલ કરેલી છે. નાની વયમાં પરણાવવાનો–બાળલગ્નનો–રિવાજ તેમણે બંધ કર્યો છે. આ સિવાય રાજ્યનાં ઘણાં ગામોમાં લાયબ્રેરીઓ, દવાખાનાં, પાણીના નળ, ઔદ્યોગિક શાળાઓ અને બોર્ડિંગ હાઉસો સ્થાપેલાં છે. ગરીબ વિદ્યાર્થીઓને પરદેશ ભણવા જવા માટે શિષ્યવૃત્તિઓ પણ અપાય છે. આ રાજ્યનાં વખાણવા લાયક કાર્યોમાં પ્રજાના હિતને માટે સ્થાપવામાં આવતી લાયબ્રેરીઓ એ મુખ્ય છે. રાજ્યમાં નાની મોટી ૯૦૦ લાયબ્રેરીઓ છે. સૌથી મોટી લાયબ્રેરી વડોદરા શહેરમાં છે. તેના જેવી હિંદુસ્તાનમાં બીજી એક પણ નથી. લાયબ્રેરીઓ અને તેની પ્રવૃત્તિ માટે એક લાયબ્રેરીખાતું સ્થાપવામાં આવ્યું છે.

**રાજ્ય વહીવટ**—ગાયકવાડી રાજ્યનો વહીવટ અંગ્રેજ સરકારના રાજ્ય જેવોજ લગભગ ચાલે છે. રાજ્યનો મુખ્ય અમલદાર દિવાન કહેવાય છે. તેમને મદદ કરવાને બીજા ચાર અમાત્યો છે. પાછળ કહ્યું તેમ વડોદરા રાજ્યના ચાર વિભાગ પાડ્યા છે, તેને પ્રાંત કહે છે. પ્રાંતના ઉપરી સુબા છે, અને ચારે સુબાના ઉપરીને સરસુબા કહે છે. પ્રાંતના મહાલ અથવા તાલુકા અને પેટામહાલ પાડવામાં આવ્યા છે. આ રાજ્યમાં ૩૫ મહાલ અને ૫ પેટામહાલ છે. મહાલના ઉપરીને વહીવટદાર કહે છે. આ

રાજ્યના દરેક ખાતાનું તેમજ તેના ઉપરી અધિકારીનું નામ દેશીભાષામાં રાખેલું છે. ન્યાયની વડીઅદાલત વડોદરામાં છે, અને તે વરિષ્ટકોર્ટ કહેવાય છે. વડોદરા રાજ્યની વસ્તી ૨૧ લાખ ઉપરાંતની છે.

**પ્રાંતો–૧ કડી, ૨ વડોદરા, ૩ નવસારી, ૪ અમરેલી.**

## કડીપ્રાંત.

**સીમા**—ઉત્તરે પાલણપુર અને મહીકાંઠા એજન્સિ, દક્ષિણે અમદાવાદ અને ખેડા જિલ્લો, પૂર્વમાં મહીકાંઠા એજન્સિ અને પશ્ચિમમાં પાલણપુર એજન્સિ તથા અમદાવાદ જિલ્લો આવેલાં છે.

આ પ્રાંતની જમીન સપાટ અને ફળદ્રુપ છે. તેનો મુખ્ય પાક અળસી, તેલીબીઆં, અનાજ અને અફીણ છે. અફીણ ખસખસના છોડવામાંથી ઉત્પન્ન થાય છે. ચારે પ્રાંતમાં કડીપ્રાંતની હવા સારી છે. સિદ્ધપુરમાં ઔદિચ્ય બ્રાહ્મણ અને વહોરાઓની વસ્તી વધારે છે. પાટણમાં માટીનાં વાસણ અગાઉ ઘણાં વખણાતાં હતાં. હાલમાં પણ આ પ્રાંતમાં ચીનાઈ માટીનાં વાસણ બને છે.

**નદીઓ—સરસ્વતી, બનાસ, રૂપેણ, પદ્માવતી.**

### જાણવા લાયક સ્થળો.

**સિદ્ધપુર**–સરસ્વતી નદીના કાંઠે આવેલું છે. તેનું મૂળ નામ શ્રીસ્થળ હતું, પણ સિદ્ધરાજના નામ પરથી તે સિદ્ધપુર કહેવાય છે. અહીં સોલંકી વંશના પહેલા મૂળરાજે બંધાવેલા રૂદ્રમાળનાં ખંડેરો દીઠામાં આવે છે. રૂદ્રમાળને સિદ્ધરાજે સમરાવી પૂરો કરાવ્યો હતો. રૂદ્રમાળ ઉપરાંત અલ્પ તથા બિંદુ સરોવર, જ્ઞાનવાવ અને વહોરાઓની હવેલીઓ જોવા

જેવાં છે. અહીં વરસમાં ચાર મોટા મેળા ભરાય છે, ત્યારે ઘણા લોકો માતૃશ્રાદ્ધ કરવા આવે છે.

**પાટણ**--ગુજરાતની જુની રાજ્યધાની છે.ચાવડાવંશના રાજા વનરાજે પોતાના મિત્ર અણુહીલભરવાડનું નામ કાયમ રાખવા તેના નામ પરથી અણુહીલપુરપાટણ નામનું આ શહેર વસાવ્યું હતું. અત્યારે પણ ત્યાં વનરાજની મૂર્તિ, સિદ્ધરાજે બંધાવેલું સહસ્રલિંગ તળાવ, રાણીની વાવ, માન સરોવર, ત્રણ દરવાજા વગેરે જોવા લાયક છે. આ શહેર પટોળાં, માટીનાં વાસણ અને સુડીઓ વગેરેને માટે પ્રખ્યાત છે.

**વડનગર**—એનું બીજું નામ વૃદ્ધનગર છે. ગામ ઘણું જુનું છે. વડનગરા નાગર બ્રાહ્મણોનું આ અસલ રહેઠાણ છે. ત્યાં હાટકેશ્વર મહાદેવ, સોમનાથ મહાદેવ, અંબાજી માતા, આશાપુરી માતા વગેરે જોવા જેવાં છે. અહીંના છીપા લોકો કપડાં રંગવાનું કામ સારૂં કરે છે.

## વડોદરા પ્રાંત.

**સીમા**—ઉત્તરે ખેડા અને પંચમહાલ જિલ્લો, દક્ષિણે ભરૂચ જિલ્લો અને રેવાકાંઠા એજન્સિ, પૂર્વે પંચ-મહાલ જિલ્લો અને રેવાકાંડા એજન્સિ, તથા પશ્ચિમે ભરૂચ જિલ્લો, ખંભાત સંસ્થાન અને ખેડા જિલ્લાનો થોડોક ભાગ આવેલો છે.

આ પ્રાંતની જમીન સપાટ છે. પશ્ચિમ ભાગની જમીન ફળદ્રુપ છે. આ પ્રાંતનો મુખ્ય પાક કપાસ અને તમાકુ છે. પેટલાદ મહાલ કેળવણીમાં આગળ પડતો છે.

**નદીઓ**—મહી, વિશ્વામિત્રી, ઢાઢર, નર્મદા.

## જાણવા લાયક સ્થળો.

**વડોદરા**—રાજ્યનું પાટનગર વિશ્વામિત્રી નદીના પૂર્વ કિનારાપર આવેલું છે. અસલ ચંદન નામના રાજાના નામ પરથી તે ચંદનાવતી કહેવાતું હતું. શહેરમાં લક્ષ્મીવિલાસ રાજમહેલ, નજરબાગ, મકરપુરા મહેલ, કળાભુવન, સેન્ટ્રલ લાયબ્રેરી, હાથીખાનું, સોનારૂપાની તોપો, ઝવેરખાનું, સુરસાગર તળાવ, સંગ્રહસ્થાન, સાર્વજનિક બાગ, ન્યાયમંદિર, ટાવર વગેરે ખાસ જોવા જેવાં છે.

**ડભોઇ**—વડોદરાથી ૧૮ માઇલ પર આવેલું છે. આ શહેરનો પ્રાચીન કિલ્લો જોવા જેવો છે. તેને ચાર દરવાજા છે. એક દરવાજાનું નામ હીરા નામના કડીઆના નામ પરથી હીરા ભાગોળ કહેવાય છે. તે બીજા દરવાજા કરતાં કોતરણી કામમાં ચઢીઆતો છે. અહીં પિત્તળનાં વાસણો, વણાટકામ, અને લક્કડ સામાન સારો બને છે. ડભોઈ રેલવેનું જંકશન છે. ત્યાંથી ચાણોદ, મીયાંગામ, સમલાયા અને બોડેલી જવાના ફાંટા જુદા પડે છે.

**પેટલાદ**—આણંદથી ખંભાત લાઇનમાં આવેલું પાટીદારોનું ગામ છે. અહીં વણાટકામ, રંગાટીકામ તથા તમાકુનો વેપાર સારી રીતે ચાલે છે. પેટલાદની બોર્ડિંગ આખા ચરોતરમાં પ્રખ્યાત છે. અહીંથી વસો તરફ એક નાની લાઈન જાય છે.

## નવસારી પ્રાંત.

**સીમા**—ઉત્તરે ભરૂચ જિલ્લો અને રેવાકાંઠા એજન્સિ, દક્ષિણે સુરત જિલ્લાનો થોડોક ભાગ, ડાંગ સંસ્થાન તથા વાંસદા સંસ્થાન, પૂર્વે ખાનદેશ જિલ્લો, રેવાકાંઠા

એજન્સિ અને ડાંગનું રાજ્ય, તથા પશ્ચિમે સુરત જિલ્લો અને અરબી સમુદ્ર આવેલાં છે.

આ પ્રાંતની હદ સુરત જિલ્લાની સાથે સેળભેળ થઇ ગએલી છે. તેની જમીન પણ સુરત જિલ્લાને મળતી છે. પૂર્વ તરફનો ભાગ ડુંગરાવાળો છે, તેથી ત્યાં જંગલો આવેલાં છે. અહીં રાનીપરજની વસ્તી છે. આ પ્રાંતના દરીઆ તરફના તાલુકા ઘણા ફળદ્રુપ છે. અહીંની જમીનમાં કપાસ, શેરડી, આંબા, ફણુસ, અનનાસ વગેરે પુષ્કળ થાય છે. ગણદેવી તરફ શેરડીનો પાક સારો થવાથી ત્યાંનો ગોળ વખણાય છે. આ પ્રાંત દરીઆ કિનારાની નજીક આવેલો હોવાથી ઉનાળામાં અતિશય તાપ લાગતો નથી. નવસારી પ્રાંતમાં પારસી અને અનાવિલ બ્રાહ્મણોની વસ્તી વધારે છે.

પર્વત—**સાલેરમુળેર.**

**નદીઓ—તાપી, કીમ, પૂર્ણા, અંબિકા.**

**જાણવા લાયક સ્થળો.**

**નવસારી**—પૂર્ણા નદીના કિનારાપર મુખ્ય શહેર છે. તેમાં પારસીઓની વસ્તી વધારે છે. શહેરમાં કચેરીઓ, શાળાઓ, પુસ્તકાલય, સંગ્રહસ્થાન, તળાવો વગેરે જોવા જેવાં છે. અહીંના ખત્રીઓ હાથની સાળથી સુંદર સાડીઓ વણે છે. ખુરશીઓ, મેજ, પલંગ વગેરે લક્કડ કામ પણ સારૂં થાય છે. નવસારી બંદર હોવાથી કેરી, કેળાં, ફણુસ વગેરે અહીંથી પરદેશ જાય છે. અહીંની હવા સારી હોવાથી બહારના લોકો ઉનાળામાં અહીં આવી રહે છે.

**ગણદેવી**—નવસારી પ્રાંતમાં આવેલું છે. ત્યાં ખાંડ બનાવવા માટેની ચક્કી તથા માંગલોરી નળીઆં બનાવવાનું

કારખાનું છે. અહીં શેરડી પુષ્કળ થાય છે, તેથી તેમાંથી ગોળ બનાવવામાં આવે છે.

**સોનગઢ**—જુનું અને રાજધાનીનું શહેર છે.

## અમરેલી પ્રાંત.

**સીમા**—વડોદરા રાજ્યનો આ પ્રાંત કાઠિઆવાડમાં આવેલો છે. તેની હદ એકજ સ્થળે નથી, પરંતુ ત્રણ ભાગમાં વહેંચાયલો છે. મધ્યમાં અમરેલી, દરિઆકિનારે કોડીનાર અને પશ્ચિમમાં કાઠિઆવાડની સરહદ પર ઓખામંડળ નામનો દ્વીપકલ્પ આવેલો છે. ઓખામંડળ મહાલ રેતીના રણનો પ્રદેશ છે. અમરેલીના દક્ષિણ ભાગમાં અને કોડીનારની ઉત્તરે પર્વતો આવેલા છે. આ પ્રાંતની મુખ્ય પેદાશ કપાસ અને અનાજ છે. ઓખામંડળમાં વાઘેર રજપુતો અને અમરેલીમાં કાઠી રજપુતોની વસ્તી છે. આ કાઠી રજપુતોનાં ધાડાં એક વાર આખા ગુજરાતમાં ફરતાં હતાં.

**નદીઓ—શેત્રુંજી.**

### જાણુવા લાયક સ્થળો.

**અમરેલી**—પ્રાંતનું મુખ્ય શહેર છે. ત્યાં પછેડીઓ, ખેસ, ચોફાળ, ઊનના ધાબળા, કામળા વગેરે સારાં બને છે. અહીં રંગાટી કામ પણ સારૂં થાય છે. અહીંની કારીગરીવાળાં ચાંદીનાં ઓપદાર વાસણો તથા તપખીર વખણાય છે.

**દ્વારકાં**—અરબી સમુદ્રના કિનારાપર આવેલું બંદર છે. તે હિંદુઓનું જાત્રાનું ધામ છે. ગામમાં રણછોડરાયજી, ગોમતીજી, મહાલક્ષ્મી, શામળશાહશેઠ, નરસિંહ મહેતા, મીરાંબાઇ વગેરેનાં મંદિરો આવેલાં છે. વળી આ

ગાયકવાડ સરકારનું લશ્કરી મથક પણ છે. શંકરાચાર્યનો શારદાપીઠનો અહીં મઠ છે. આ શહેર એક વખત કૃષ્ણભગવાનની રાજધાની હતું. દર વરસે લાખો માણસો અહીં જાત્રા કરવા આવે છે.

## પશ્ચિમહિંદ એજન્સિ.

હિંદુસ્તાનની પશ્ચિમ દિશાપર આવેલાં ત્રણ મોટાં દેશીરાજ્યોના સમુહને પશ્ચિમ હિંદ એજન્સિ કહે છે. આ ત્રણ દેશી રાજ્યોમાં કચ્છ, કાઠિઆવાડ એજન્સિ, અને પાલણપુર એજન્સિનો સમાવેશ થાય છે. આ ત્રણે રાજ્યોની ઉપર પહેલાં મુંબઇ સરકારની દેખરેખ હતી, પણ ઇ. સ. ૧૯૨૪ની સાલથી એ એજન્સિ હિંદી સરકારની સીધી દેખરેખ નીચે મૂકવામાં આવી છે. આ એજન્સિના ઉપરી એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ કહેવાય છે, અને તે રાજકોટમાં રહે છે.

## કાઠિઆવાડ.

અરબી સમુદ્રમાં ખંભાત અને કચ્છના અખાતોની વચમાં આવેલા દ્વીપકલ્પને કાઠિઆવાડ કહે છે. એનું જુનું નામ સૌરાષ્ટ્ર અથવા સોરઠ છે. આ સૌરાષ્ટ્ર શબ્દનો અર્થ સારો દેશ થાય છે. અત્યારે પણ કાઠિઆવાડના એક ભાગને સોરઠ કહે છે. કાઠિઆવાડ નામ કાઠી જાતના રજપુતો ઉપરથી પડયું છે. આ દ્વીપકલ્પમાં જુદાં જુદાં રાજ્યોનો નીચે પ્રમાણે મુલક આવેલો છે.

ગાયકવાડનો અમરેલી પ્રાંત, કોડીનાર અને ઓખા મંડળ, ફીરંગીનું દીવ, અંગ્રેજ સરકારનો ધંધુકા તાલુકો તથા ઘોઘા પેટામહાલ, અને તે ઉપરાંત નાનાં મોટાં બીજાં ૧૯૩ દેશી રાજ્યો છે. એ દેશીરાજ્યોના ત્રણ વર્ગ પાડેલા

છે અને તે દરેકને ભોગવવાની સત્તાઓમાં ફેર છે. પહેલા વર્ગનાં આઠ રાજ્યોમાં જુનાગઢ, જામનગર, ભાવનગર, ધ્રાંગધ્રા, પોરબંદર, મોરબી, જાફરાબાદ અને ગોંડલનો સમાવેશ થાય છે. બીજા વર્ગમાં વાંકાનેર, પાલીતાણા, ધ્રોળ, લીંબડી અને રાજકોટ છે. પાછળ કહ્યું તેમ બધાં રાજ્યો ઉપર દેખરેખ રાખવા ગવર્નર જનરલ તરફથી એક અમલદાર રાજકોટમાં રહે છે. કાઠિઆવાડના હાલમાં પૂર્વ કાઠિઆવાડ અને પશ્ચિમ કાઠિઆવાડ એવા બે વિભાગ કરવામાં આવ્યા છે. તે ઉપર દેખરેખ રાખવા પોલિટિકલ એજન્ટ નીમેલા છે. કાઠિઆવાડના અસલ ચાર ભાગો પૈકી સોરઠ અને હાલારનો પશ્ચિમ કાઠિઆવાડમાં અને ઝાલાવાડ અને ગોહીલવાડનો પૂર્વ કાઠિઆવાડમાં સમાવેશ થાય છે. વઢવાણ અને જેતલસર એ પ્રાંતોના પોલિટિકલ એજન્ટને રહેવાનાં સ્થળ છે.

કાઠિઆવાડના રાજાઓ અંગ્રેજ સરકારને તેમજ કેટલાક વડોદરાના ગાયકવાડ સરકારને ખંડણી આપે છે. ગાયકવાડ સરકારની ખંડણી અંગ્રેજ સરકાર ઉઘરાવી મોકલી આપે છે.

**વિસ્તાર**—કાઠિઆવાડનું ક્ષેત્રફળ ૨૧૦૦૦ ચો. મા. છે. એટલે ઉત્તર વિભાગથી દોઢું છે. કાઠિઆવાડનો મધ્યનો પ્રદેશ પહાડી અને ઉત્તર તથા દક્ષિણનો પ્રદેશ રેતાળ છે. ઘણી વખતે આ ઉત્તર દક્ષિણના ભાગોપર દરીઆનું પાણી ફરી વળે છે. અહીં ગુજરાત જેવો વરસાદ પડતો નથી. પાસે દરીઓ આવેલો હોવાથી ઉનાળામાં દરીઆ કિનારાના પ્રદેશમાં તાપ ઓછો લાગે છે, પરંતુ મધ્યમાં

ઉનાળામાં તાપ સખત પડે છે, અને પાણીની પણ તંગાશ પડે છે. કાઠિઆવાડની વસ્તી ૨૫૩૮૪૯૭ માણુસની છે. તેમાં ચાવડા, સોલંકી, જાડેજા, પરમાર, કાઠી વગેરે રજપુત જાતો તથા મેમણુ, મિઆણા વગેરે મુસલમાન જાતો જોવામાં આવે છે. અહીંના લોકો શરીરે મજબુત અને કદાવર છે. તેમનો પહેરવેશ ગુજરાતના બીજા ભાગોના લોકો કરતાં જુદો પડે છે. તેઓ ચોરણા, બંડીઓ અને માથે મોટા આમળાવાળા ફેંટા બાંધે છે. લોકોનો મુખ્ય ધંધો ખેતી છે. ખેતીની મુખ્ય પેદાશ બાજરી, જુવાર, ઘઉં, કઠોળ, અને તેલીબીઆં છે. કેટલેક સ્થળે સોનેરી કસબનું કામ, ગુલાલ, કંકુ, મીઠું, અતલસ, કિનખાબ વગેરે બનાવવામાં આવે છે. વળી પોરબંદર તરફ પત્થર અને ઘી તથા બીજા કેટલાક ભાગમાં રૂનો પાક પણ સારો થાય છે. કાઠિઆવાડના ઘણા લોકો પરદેશ જઇ વેપાર અર્થે વસેલા છે.

ગાયકવાડ સરકારની માફક અહીંના પણ કેટલાક રાજાઓએ પોતાની રેલવેઓ બાંધી છે. હાલ દ્વારકાં સુધી રેલવેમાં જવાય છે. દરીઆ મારફત અવરજવરને માટે કાઠિઆવાડમાં સારાં બંદરો આવેલાં છે. તેમાં દ્વારકાં, પોરબંદર, વેરાવળ, દીવ, જાફરાબાદ અને ભાવનગર મુખ્ય છે.

**પર્વતો—**

ગીર—સોરઠના દક્ષિણ ભાગમાં આવેલો છે. તેની પાડોશમાં જંગલ છે. તે ગીરનું જંગલ કહેવાય છે. આ જંગલમાં સિંહ જોવામાં આવે છે. હિંદુસ્તાનમાં બીજે કોઇપણ સ્થળે સિંહ જોવામાં આવતા નથી.

**ગીરનાર**—જુનાગઢની પાસે આવેલો છે. કાઠિઆવાડમાં ઉંચામાં ઉંચો પર્વત આ છે. તેની ઉંચાઇ ૩૫૦૦ ફુટ છે. તેના ઉપર હિંદુ અને જૈન લોકોનાં પ્રખ્યાત દહેરાં છે. આ સિવાય મૌર્ય વંશના રાજા અશોકે કોતરાવેલો પ્રખ્યાત શિલાલેખ તથા સુદર્શન તળાવ આવેલાં છે.

**શેત્રુંજો**-પાલિતાણા પાસે ૨૫૦૦ ફુટ ઉંચો છે. તેના ઉપર જૈન લોકોનાં પુષ્કળ દહેરાં આવેલાં છે. તેમાં વસ્તુપાળ અને તેજપાળે બંધાવેલાં દહેરાં ખાસ જોવા જેવાં છે.

**બર્ડા**—તેનો આકાર બર્ડા—વાંસાની કરોડ—ના જેવો છે. આ પર્વત ઉપર વાંસ પુષ્કળ ઊગે છે. પર્વતમાંથી લોઢું પણ નીકળે છે.

**નદીઓ**—

નદીઓનાં મૂળ અને મુખની વચ્ચે જેમ અંતર વધારે તેમ નદીઓ લાંબી, અને ઓછા વેગવાળી, અને એ બન્નેની વચ્ચે અંતર ઓછું તેમ નદીઓ ટુંકી અને વધારે વેગવાળી હોય છે. કાઠિઆવાડમાં નદીઓનાં મૂળ અને મુખ વચ્ચે અંતર ઓછું હોવાથી ત્યાં નાની અને વધારે વેગવાળી નદીઓ આવેલી છે. મુખ્ય નદીઓ નીચે પ્રમાણે છેઃ—

**ભાદર, શેત્રુંજી, આજી, મચ્છુ, વઢવાણનો ભોગાવો, લીમડીનો ભોગાવો ને સુકભાદર.**

**બંદરો**—કાઠિઆવાડ દ્વીપકલ્પ હોવાથી ત્યાં સારાં બંદરો આવેલાં છે. કચ્છના અખાતને કિનારે **વેવાનીઆ, જોડીઆ, બેરી** અને **સાલીઆ** છે. અરબી સમુદ્રમાં **દ્વારકાં, પોરબંદર, નવીબંદર, માંગરોળ, વેરાવળ, જાફરાબાદ** અને **મહુવા** છે. **ઘોઘા, ભાવનગર** અને **ધોલેરા** ખંભાતના અખાતમાં છે.

કાઠિઆવાડના ચાર પ્રાંતો પાડેલા છે. **ઝાલાવાડ, ગોહીલવાડ, હાલાર અને સોરઠ.**

## ૧ ઝાલાવાડ પ્રાંત.

**સીમા**—આ પ્રાંત કાઠિઆવાડના ઇશાન ખુણામાં આવેલો છે. અહીં પહેલાં ઝાલા રજપુતોનું રાજ્ય હતું, તેથી તેનું નામ ઝાલાવાડ પડયું છે. તેમાં **ધ્રાંગધ્રા** પહેલા વર્ગનું તથા **વઢવાણ** અને **લીમડી** બીજા વર્ગનાં મુખ્ય રાજ્યો છે. આ રાજ્યનો પોલિટિકલ એજન્ટ વઢવાણ કેમ્પમાં રહે છે. ધ્રાંગધ્રાના રાજા ઝાલા રજપુત છે. વઢવાણ, લીમડી અને વાંકાનેર એ ત્રણ રાજ્યો ધ્રાંગધ્રાની શાખાઓ છે.

### જાણવા લાયક સ્થળો.

**ધ્રાંગધ્રા**–ધ્રાંગધ્રાના રાજ્યની રાજધાની છે. અહીંના ઝાલા રાજાને રાજાસાહેબ કહે છે. ગામમાં રામ, કૃષ્ણ, બળરામ વગેરેનાં દહેરાં જોવા જેવાં છે. અહીંના પત્થર આખા ગુજરાતમાં વપરાય છે.

**વઢવાણ**—વઢવાણ રાજ્યની રાજધાની ભોગવો નદી ઉપર આવેલું છે, અને તે રેલવેનું જંકશન છે. અહીંના રાજકર્તા ઠાકોર કહેવાય છે. શહેરની પાસે વઢવાણ કેમ્પ છે, ત્યાં લશ્કરી છાવણી છે. વઢવાણમાં ગરાસીઆના છોકરાઓને ભણવાની શાળા છે. અહીંના વહોરા ધોવાના સાબુ સારા બનાવે છે. અહીંની હવા સુકી અને તંદુરસ્તી માટે સારી છે. રાણકદેવી અહીં ભોગાવો નદીના કિનારે સતી થએલી તેની દેવડી તથા માધાવાવ જોવા જેવાં છે. વઢવાણ રૂના વેપારનું મથક ગણાય છે. દલપતરામ કવિનો અહીં જન્મ થયો હતો.

**લીમડી**—લીમડી રાજ્યનું મુખ્ય શહેર છે. અહીંના કંસારા સુડીઓ સારી બનાવે છે. ગામમાં રાજ્યનાં મકાનો જોવા જેવાં છે. અહીંનાં રાજાને ઠાકોર કહે છે.

**મુળી**-સ્વામિનારાયણના મોટા મંદિરને માટે પ્રખ્યાત છે.

## ૨ ગોહીલવાડ પ્રાંત.

**સીમા**—આ પ્રાંત કાઠિઆવાડના અગ્નિ ખુણામાં આવેલો છે. ગોહીલ રજપુતો પરથી તેનું નામ ગોહીલવાડ પડયું છે. તેમાં **ભાવનગર** પહેલા વર્ગનું તથા **પાલિતાણા** બીજા વર્ગનું રાજ્ય છે. તે સિવાય **વળા** અને **લાઠી** બીજાં રાજ્યો છે. ભાવનગર રાજ્યની જમીન કાળી હોવાથી કપાસ સારો થાય છે.

### જાણવા લાયક સ્થળો.

**ભાવનગર**—ભાવનગર રાજ્યની રાજધાની છે. આજથી લગભગ બસો વર્ષ ઉપર ભાવસીંગજી નામના રાજાએ આ શહેર વસાવેલું હોવાથી તે ભાવનગર કહેવાય છે. આખા કાઠિઆવાડમાં આ શહેર મોટામાં મોટું અને શોભીતું છે. ભાવનગર બંદર હોવાથી અહીંથી પુષ્કળ રૂ મુંબઇ ચઢે છે. શામળદાસ કૉલેજ, દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભુવન, રાજ્ય-મહેલો અને ડુંગરોમાંનું સરોવર જોવા જેવાં છે.

**પાલિતાણા**—શેત્રુંજા પર્વતની તળેટીમાં આવેલું છે, અને જૈન લોકોનું જાત્રાનું ધામ છે.

**શિહોર**—અહીં તાંબાપિત્તળનાં વાસણ સારાં થાય છે.

## ૩ હાલાર પ્રાંત.

**સીમા**—આ પ્રાંત કાઠિઆવાડના વાયવ્ય ખુણામાં આવેલો છે હાલોજી નામના રજપુત પરથી તે હાલાર કહે-

વાય છે. તેમાં **નવનગર, મોરબી**, અને **ગોંડળ** પહેલાં વર્ગનાં, તથા **વાંકાનેર, ધ્રોળ** અને **રાજકોટ** એ બીજા વર્ગનાં મુખ્ય રાજ્યો આવેલાં છે. બાકીનાં રાજ્યો નાનાં છે.

## જાણવા લાયક સ્થળો.

**નવાનગર**—નવાનગર રાજ્યની રાજધાની છે.અહીંના રાજા જાડેજા રજપુત છે. તે જામના નામથી ઓળખાય છે. જામ સાહેબ પરથી આ શહેરને કેટલાક **જામનગર** પણ કહે છે. કાઠિઆવાડમાં આ શહેર સૌથી સુંદર છે. ત્યાં રાજાનો મહેલ, વાવ વગેરે જોવા જેવાં છે. શહેરમાં જૈન લોકોનાં દહેરાં પુષ્કળ હોવાથી કેટલાક તેને મંદિરોનું નગર પણ કહે છે. અહીં સુડીઓ, કંકુ, રેશમી તથા કસબનું ભરતકામ વગેરે સારાં થાય છે. આ રાજ્યની હદમાંના દરીઆમાંથી પ્રથમ મોતી નીકળતાં હતાં.

**મોરબી**—મોરબી રાજ્યનું મુખ્ય શહેર મચ્છુ નદી પર આવેલું છે. અહીંના રાજા પણ જાડેજા રજપુત છે. નદી પરનો ઝુલતો પૂલ ખાસ જોવા જેવો છે. મોરબીમાં તાંબા પિત્તળનાં વાસણો ઘણાં સારાં થાય છે.

**ગોંડળ**—ગોંડળ રાજ્યની રાજધાની છે. અહીં ગરાસીઆના છોકરાઓને ભણવાની સ્કૂલ તથા હાઇસ્કૂલ છે.

**વાંકાનેર**—વાંકી બાંધણીનું શહેર છે. અહીંના ધોધ વખણાય છે. અહીંથી પાંચ ગાઉ દૂર જાડેશ્વર મહાદેવનું દહેરૂં છે.

**રાજકોટ**—રાજકોટ રાજ્યની રાજધાની અને પશ્ચિમ હિંદ એજન્સિનું સદર સ્ટેશન આજી નદી પર આવેલું છે. અહીં રાજકુમાર કૉલેજ, હાઇસ્કૂલ, ટ્રેનિંગ કૉલેજ, આજી

નદી પરનો કૈસરે હિંદ નામનો પૂલ, હુન્નરશાળા, લાયબ્રેરી વગેરે જોવા જેવાં છે. શહેરથી થોડે દૂર કેમ્પ છે, ત્યાંનાં હવાપાણી ઘણાં સારાં છે.

**ગઢડા**—સ્વામિનારાયણ ધર્મનું મોટું મંદિર છે.

**વળા**—ભાવનગરની પાસે આવેલું છે. આની નજીક **વલ્લભીપુર**નાં પ્રાચીન ખંડેરો દીઠામાં આવે છે.

## ૪ સોરઠ પ્રાંત.

**સીમા**—આ પ્રાંત નૈઋત્ય ખુણામાં આવેલો છે. સોરઠ નામ સૌરાષ્ટ્ર ઉપરથી પડેલું છે. તેમાં **જુનાગઢ**, **પોરબંદર** અને **જાફરાબાદ** એ ત્રણ પહેલા વર્ગનાં રાજ્યો છે. જુનાગઢની હદમાં આવેલો નાઘેરનો મુલક ઘણો રસાળ છે.

જુનાગઢના નવાબ અંગ્રેજ સરકારને તથા ગાયકવાડને ખંડણી ભરે છે. કાઠિઆવાડનાં ૧૩૪ રાજ્યો જુનાગઢના નવાબને ખંડણી ભરે છે.

## જાણવા લાયક સ્થળો.

**જુનાગઢ**—જુનાગઢના રાજ્યની રાજધાની ગીરનારની તળેટીમાં આવેલું ઘણું જુનું શહેર છે. અહીંના રાજા બાબી કુટુંબના મુસલમાન છે, અને તે નવાબ કહેવાય છે. અહીં નરસિંહ મહેતાનો જન્મ થયો હતો. શહેરમાં હજી પણ નરસિંહ મહેતાનો ચોરો, હાઇસ્કૂલ, કૉલેજ, નવાબ સાહેબનો મહેલ વગેરે જોવા જેવાં છે. જુનાગઢની પાસે ગીરનાર પર્વત છે. તે ઉપર હિન્દુ તથા જૈન લોકોનાં દહેરાં જોવા જેવાં છે.

**સોમનાથ પાટણ**—દરીઆ કાંઠાપર આવેલું પ્રાચીન શહેર છે. અહીં સોમનાથ મહાદેવનું પ્રખ્યાત દહેરૂં છે.

તેના ઉપર ૯૦૦ વર્ષ ઉપર મહમદ ગિજનીએ ચઢાઈ કરી મૂર્તિને તોડી પાડી હતી. જાદવોનો આ સ્થળે નાશ થયો હતો. સોમનાથને કેટલાક **દેવપાટણ** કે **પ્રભાસ પાટણ** પણ કહે છે.

**પોરબંદર**—દરીઆ કિનારે બંદર છે. આ શહેરને **સુદામાપુરી** અને હાલમાં કેટલાક **મોહનપુરી** પણ કહે છે. ત્યાં કૃષ્ણ પરમાત્માના પરમમિત્ર **સુદામા** અને **મહાત્મા ગાંધીજીનો** જન્મ થયો હતો. અહીંના પત્થર અમદાવાદ, સુરત અને મુંબઇ સુધી જાય છે. અહીંના રાજા જેઠવા જાતના રજપુત છે.

**જાફરાબાદ**—અરબી સમુદ્ર પર બંદર છે. રાજા હબસી જાતના મુસલમાન છે, અને તે જંજીરાના નવાબને તાબે છે.

**વેરાવળ**--સોમનાથ પાસે અરબી સમુદ્રપર બંદર છે.

## પાલણપુર એજન્સિ.

**સીમા**--આ એજન્સિ ગુજરાતની છેક ઉત્તરમાં આવેલી છે. તેની ઉત્તરે રજપુતાના એજન્સિ છે.

**સામાન્ય વર્ણન**—આ એજન્સિનાં નાનાં મોટાં ૧૩ રાજ્યો છે. તેમાં **પાલનપુર, રાધનપુર, વાવ** અને **થરાદ** મુખ્ય છે.

એજન્સિનો ઘણો ભાગ રેતાળ હોવાથી ત્યાં ઉનાળામાં સખત તાપ પડે છે, તેથી દિવસે મુસાફરી કરવી મુશ્કેલ થઇ પડે છે. રેતીવાળા ભાગોમાં ઊંટ મારફતે મુસાફરી કરી શકાય છે. આ ભાગના લોકો મારવાડ પાસે આવવાથી કંઇક મારવાડીને મળતા આવે છે. મુખ્ય પાક કપાસ, ડાંગર, શેરડી,

બાજરી, જુવાર, ઘઉં અને કઠોળ છે. વેપારની નિકાશમાં સુરોખાર, અનાજ, સરસવ, તલ, કપાસ, અને ચંપા તથા કેવડાનું અત્તર છે. આ એજન્સિનો સર્વથી ઉપરી અમલદાર પોલિટિકલ એજંટ છે, અને તે પાલણપુરમાં રહે છે. અહીંના કાંકરેજ પરગણાના બળદ વખણાય છે, અને તે કાંકરેજી કહેવાય છે.

**નદીઓ—બનાસ અને સરસ્વતી.**

**જાણવાલાયક સ્થળો.**

**પાલણપુર**—એજન્સિ અને રાજ્યનું મુખ્ય શહેર છે. ત્યાંના મુસલમાન રાજા **દીવાન** કહેવાય છે. ગામની આસપાસ ફરતો કિલ્લો છે.

**રાધનપુર**—અહીં મુસલમાની રાજ્ય છે. રાજા નવાબ કહેવાય છે. અહીં સુરોખાર પુષ્કળ થાય છે.

**ડીસા**—બનાસ નદી પર પાલણપુરથી અઢાર માઇલ દૂર આવેલું છે. અંગ્રેજી લશ્કરની છાવણી છે. દિશાવાળ વાણીઆની કુળદેવી સતમાતાનું સ્થાનક છે.

---

## કચ્છ.

**સીમા**—ગુજરાત અને કાઠિઆવાડની ઉત્તરે રણ અને અખાત આવેલાં છે. તે ઓળંગીને આગળ જતાં કચ્છ આવે છે. તેની ઉત્તરે રણ અને તેની પેલી પાર સિંધ, પૂર્વે કચ્છનું રણ મૂકી આગળ જતાં પાલણપુર એજન્સિ, દક્ષિણે પણ રણ અને કચ્છનો અખાત તથા પશ્ચિમે અરબી સમુદ્ર આવેલાં છે.

**સામાન્ય વર્ણન**—કચ્છ દેશ અત્યાર સુધી શીખી ગયેલા દેશો કરતાં તદ્દન જુદી જાતનો છે. તે રણ અને

દરીઆથી ઘેરાએલો ટાપુ છે. તેની ઉત્તર અને મધ્યનો ભાગ રેતાળ પ્રદેશ છે. દક્ષિણના કેટલાક ભાગમાં સારી ખેતી થાય છે. કચ્છમાં પાણીની તાણ છે. ત્યાંની નદીઓ ઘણી નાની છે, અને તળાવોમાં પાણી ટકી શકતાં નથી. કેટલોક ભાગ ડુંગર અને પત્થરવાળો છે. ખડકોમાં થોડું ખોદવાથી પાણી નીકળે છે. આ પ્રદેશમાં ઘણી વખત ધરતીકંપ થાય છે. ઇ. સ. ૧૮૧૯ માં એવો ભારે ધરતીકંપ થયો હતો કે રાજધાનીના શહેર ભુજમાં ૭૦૦૦ ઘરોનો નાશ થયો હતો. રાજાનો મહેલ સુદ્ધાં નાશ પામ્યો હતો, અને રણની કેટલીક જગા બેસી ગઇ હતી.

ઘંટીનાં પડ કરવા લાયક પત્થર તથા ઉંચી જાતના આરસપહાણ અત્રે સારા થાય છે. અહીં ફટકડી અને સુરોખાર પણ નીકળે છે. કેટલેક સ્થળેથી વનસ્પતિ અને પ્રાણીઓનાં જુનાં અવશેષો મળી આવે છે. કચ્છના ઘોડા પ્રથમથી વખણાતા આવ્યા છે. ગુજરાતના છેલ્લા રજપુત રાજા કરણ વાઘેલાએ પોતાના પ્રધાન માધવને કચ્છમાં ઘોડા લેવા મોકલ્યો હતો એ વાત જાણીતી છે. ભુજનું કસબી અને હીરનું ભરતકામ, રૂપાની નકસીનાં વાસણો વગેરે સારાં વખણાય છે.

કચ્છમાં બહુ ઝાડો જોવામાં આવતાં નથી. દરીઆ કિનારાના રેતાળ પ્રદેશમાં નાળિએરી અને ખજુરીનાં ઝાડ દીઠામાં આવે છે. વસ્તીવાળા પ્રદેશમાં લીમડો, પીપળો, બાવળ, આમલી અને વડ કેટલેક સ્થળે થાય છે.

આપણા ગુજરાતની માફક કચ્છમાં સહેલાઈથી મુસાફરી થઈ શકતી નથી. ત્યાં રેલવે બીલકુલ નથી. કાઠિઆવાડનાં બંદરોમાંથી વહાણ મારફતે કચ્છમાં દાખલ થવાય છે.

કચ્છનું ક્ષેત્રફળ અમદાવાદ જિલ્લાથી બમણું છે, પણ વસ્તી અમદાવાદ જિલ્લાથી લગભગ અડધી છે. અહીંના લોકો ઘણા મજબુત અને વેપારમાં સાહસિક છે. તેઓ વેપારને માટે દૂર દેશ ગયેલા છે. મુંબઇમાં વસતા ભાટીઆ, ખોજા અને મેમણ કચ્છના રહેવાસીઓ છે, અને તેઓ કચ્છી ભાષા બોલે છે. આ લોકોમાંના ઘણા લક્ષાધિપતિઓ છે.

કચ્છના દેશી રાજા જાડેજા રજપુત છે. આ જાડેજા રજપુતોની વસ્તી એકલા કચ્છમાંજ લગભગ સોળ હજારની છે. કચ્છના રાજા **મહારાવ** કહેવાય છે. તેમના તાબામાં ૧૩૭ સરદારો છે, અને તે દરેક નાનાં નાનાં રાજયોનો માલીક છે. તેઓ ભાયાતો કહેવાય છે. જરૂરના પ્રસંગે આ ભાયાતો મહારાવને લશ્કર પૂરૂં પાડવાને બંધાએલા છે. ભુજમાં રાજાને સલાહ આપવા પોલિટિકલ એજન્ટ રહે છે.

### જાણવા લાયક સ્થળો.

**ભુજ**—કચ્છની મધ્યમાં રાજધાનીનું શહેર છે. અહીં ભુજંગ નામના સાપનું દહેરૂં હતું. તે ઉપરથી તેનું નામ ભુજ પડયું છે. ગામમાં રાવ લાખાનો મહેલ, પ્રાગમલ્લજીનો મહેલ, હાઇસ્કૂલ વગેરે જોવા જેવાં છે. અહીંનું ચાંદીનું નકસીકામ ઘણું વખણાય છે.

**માંડવી**—દક્ષિણમાં દરીઆ કિનારે સારૂં બંદર છે. અહીં મુંબઇ, કરાંચી વગેરેની આગબોટો આવે છે. ખલાસીઓની સગવડ માટે અહીં દીવાદાંડી બાંધેલી છે.

**અંજાર**—કચ્છમાં જાણીતું ગામ છે. અહીંથી ભુજ જવાય છે. તેનો વેપાર મુંબઇ સાથે સારી રીતે ચાલે છે.

## સ્વતંત્ર મુલક.

હિન્દુસ્તાનમાં હાલમાં અંગ્રેજ સરકારનું રાજ્ય છે. અંગ્રેજો પ્રથમ હિન્દમાં વેપાર કરવા આવ્યા હતા. વેપારમાંથી વધતાં વધતાં તેઓ આખા દેશના માલીક થઈ પડયા છે. અંગ્રેજોની માફક યુરોપમાંથી બીજા દેશના લોકો પણ અત્રે વેપાર કરવા આવ્યા હતા. તેમાં યુરોપના પોર્ટુગલ દેશના રહેવાસીઓ પોર્ટુગીઝ કે ફીરંગીઓ પણ હતા; તેઓનાં આપણા ઇલાકામાં ત્રણ સંસ્થાન છે. તે પૈકી બે ઉત્તર વિભાગને લગતાં છે. આ સંસ્થાનો સ્વતંત્ર છે. કાઠિઆવાડમાં આવેલો **દીવબેટ** તથા સુરત જિલ્લાની દક્ષિણે આવેલું **દમણ** આ લોકોને તાબે છે. અને તેના તાબાનું **નગરહવેલી** ઘણું રસાળ છે.

# મુંબઈ શહેર.

**સામાન્ય વર્ણન**—જે શહેરના નામ ઉપરથી આપણા ઇલાકાનું નામ મુંબઇ ઇલાકો પડયું છે, તેની કેટલીક હકીકત તમારે જાણવી જોઇએ. મુંબઈ શહેર આખા હિંદુસ્તાનમાં અને દુનીઆમાં જયાં જયાં અંગ્રેજ સરકારનું રાજ્ય (બ્રિટિશ સામ્રાજ્ય) છે, તે સર્વમાં એક અગત્યનું બંદર છે.

હાલમાં આપણને આ શહેર ઘણું મોટું અને વેપારનું મથક લાગે છે, પરંતુ ૨૫૦ વર્ષ ઉપર તે એક નાનું માછી લોકોનું ગામ હતું.

મુંબઈ એ એક બેટ છે. ઈ. સ. ૧૬૬૧માં યુરોપના પોર્ટુગલ દેશના રાજાએ ઈંગ્લાંડના રાજા બીજા ચાર્લ્સને પોતાની દીકરીના કન્યાદાન પ્રસંગે આ બેટ પહેરામણીમાં

આપ્યો હતો. ત્યારપછી ઇ. સ. ૧૬૬૮માં ઈંગ્લાંડના રાજાએ વરસે સો રૂપીઆ ભાડાના લેવાના કરી યુરોપથી અત્રે વેપાર કરવા આવેલી ઈસ્ટ ઇંડિઆ કંપનિને આ બેટ ભાડે આપ્યો હતો. ત્યારથી આની વસ્તી વધવા લાગી અને અત્યારે વધતાં વધતાં તે એક માતબર શહેર થઇ પડયું છે. **મમ્મા-દેવી** અથવા **મુમ્બાદેવી** ઉપરથી આ શહેરનું નામ મુંબઈ પડયું છે.

કંપનિ સરકારે લીધા પછી જુદા જુદા ટાપુઓ પુરાવી તેને હાલની સ્થિતિમાં મૂકયું છે. આ બેટ સાડા અગિયાર માઇલ લાંબો અને ચાર માઇલિ પહોળો ત્રિકોણાકાર પ્રદેશ છે, અને તેનું ક્ષેત્રફળ ૨૪ ચો. મા. છે.

મુંબઇ બેટની પૂર્વ તરફ અને કોકણપટીના સમુદ્ર કિનારા વચ્ચે ૫-૭ ચોરસમાઇલ શાંત પાણીનો ભાગ છે, તેને બારૂં કહે છે. આ બારામાં પરદેશથી આવતાં અને જતાં અનેક વહાણો પડયાં રહે છે, અને પરદેશથી માલ લાવે છે અને લઈ જાય છે. આ બારામાં રક્ષણ કરવાને માટે લશ્કર તથા મનવારો રાખેલાં છે. બારામાં કેટલાક બેટ છે, તેમાં **ધારાપુરી** ડુંગરમાંથી કોતરી કાઢેલાં દહેરાંને માટે પ્રખ્યાતછે. મુંબઈથી ઘણા સહેલાણીઓ હોડીમાં બેસી આ સ્થળે હવા ખાવા જાય છે. બેટના પૂર્વ કિનારા ઉપર મુસાફરો અને માલને ચઢવા ઉતારવા માટે પાણીમાં મોટી દિવાલો બાંધીને ગોદીઓ કરેલી છે. અહીં સુધી આગબોટો આવી શકે છે. આ ગોદીઓ પૈકી **વિકટોરીઆ ગોદી, પ્રિન્સેસ ગોદી એલેકઝાન્ડ્રા ગોદી, સાસુનગોદી, પાલવા બંદર** અને **બેલાર્ડ પીયર** એ મુખ્ય છે.

બેટની પશ્ચિમે એક મોટો પહોળો અખાત છે, તેને બૅકબે કહે છે. (બૅક=પાછળનો+બે=અખાત) તે પૂરી નાખી ત્યાં લોકોને રહેવા લાયક જમીન બનાવવાની તજવીજ ચાલી રહી છે. અત્યાર સુધી તેમાં કરોડો રૂપીઆ ખર્ચ થઇ ચૂકયું છે.

મુંબઈ શહેરના મુખ્ય બે ભાગ છે. બૅકબે અને બારાની વચ્ચે આવેલી ઉંચી જમીનને કોટ અને બાકીના ઉત્તર તરફના ભાગને બહારકોટ કહે છે. અમદાવાદની માફક મુંબઇમાં પણ પહેલાં કોટ હતો, તેથી આ ભાગ અસલથી કોટના નામથી ઓળખાય છે. એ ભાગ મુંબઇનો મુખ્ય ભાગ છે. તેમાં મોટા મોટા વહેપારીઓ અને શાહુકારોની દુકાનો આવેલી છે. તેમજ સરકારી વસુલાત, ન્યાય, ટપાલ, તાર અને બીજાં ખાતાંની ઓફિસો પણ આ સ્થળેજ આવેલી છે. પરદેશી પેઢીઓ પણ આ સ્થળે જોવામાં આવે છે. બહારકોટમાં દેશીઓની વસ્તી છે. મુંબઈની કુલ વસ્તી ૧૧,૭૫,૯૧૪ માણસોની છે.

મુંબઇમાં પૃથ્વી પરના ઘણા દેશોના લોકો દીઠામાં આવે છે. ચીન, જાપાન, અફઘાનિસ્તાન, લંકા, ફ્રાન્સ, જર્મની, અમેરિકા વગેરે દેશોના લોકો તેમજ હિંદુસ્તાનના જુદા જુદા ભાગો મદ્રાસ, પંજાબ, સિંધ, મારવાડ, બંગાળા વગેરેના લોકો અહીં નજરે પડે છે. તેઓ વેપારને અર્થે અત્રે આવી વસેલા છે, અને પોતાના દેશમાંથી માલ લાવી અત્રે વેચે છે અને અહીંનો માલ ત્યાં મોકલાવે છે.

**વિભાગ**—મુંબઇ શહેરનો વહીવટ ચલાવનાર મ્યુનિસિપાલિટી કે જેને કોરપોરેશન કહે છે, તેણે શહેરના નીચે

પ્રમાણે સાત ભાગ પાડયા છે. ઈલાકામાં આ મ્યુનિસિપાલિટી પ્રથમ નંબરની છે, અને તેની વાર્ષિક આવક રૂપીઆ ૨ કરોડ અને ૩૧ લાખ છે.

**૧ કોટ વિભાગ, ૨ માંડવી વિભાગ, ૩ ભુલેશ્વર વિભાગ, ૪ ગીરગામ વિભાગ, ૫ ભાયખલા વિભાગ, ૬ પરેલ વિભાગ, ૭ માહીમ વિભાગ.**

મુંબઈમાં વસનારા દેશી લોકો મુખ્યત્વે બે ભાષા બોલે છે. ગુજરાતી અને મરાઠી. તે સિવાય પરદેશીઓ સાથેના રોજના વેપારમાં હિંદી અને અંગ્રેજી ભાષાનો છૂટથી ઉપયોગ થાય છે.

મુંબઇમાં મુખ્ય ઉદ્યોગ મિલોનો છે. તેમાં સુતરાઉ અને ગરમ કાપડ વણાય છે. મુંબઇમાં સો ઉપરાંત મિલો છે. તેમાં બે લાખથી વધારે માણસો કામ કરે છે. દરીઆ ઉપરની ગોદીઓમાં માલ ચઢાવ ઉતાર કરવામાં પણ ઘણા માણસો રોકાએલાં છે. આ સિવાય સરકારી ઓફિસો, રેલવેની ઓફિસો તથા બીજી વેપારી ઓફિસોમાં હજારો માણસો કામ કરે છે. મુંબઇથી લંડન અને બીજાં પરદેશનાં શહેરો સાથે તારનો વ્યવહાર પણ દોરડાં નાખી કરેલો છે. મુંબઇનો વાર્ષિક આયાત નિકાસનો આંકડો રૂપીઆ ૩ા અબજનો છે.

મુંબઇ શહેરમાં આખા ઇલાકામાં અંગ્રેજી કેળવણીના સંબંધી નિર્ણય કરવા મુંબઇ યુનિવર્સિટી છે. તે સિવાય જુદી જુદી કૉલેજો અને હાઈસ્કૂલો પણ છે.

**વહીવટ**—જિલ્લાઓની માફક એકલા મુંબઇને માટે અધિકારીઓ જુદા જ છે. મુંબઈના કલેકટરને મહેસુલ ઉપરાંત જકાતખાતું પણ સંભાળવાનું છે. જકાતખાતાનો સૌથી

ઉપરી કમિશનર તે પણ મુંબઇમાં રહે છે. તેને મુંબઇ શહેર ઉપરાંત આખા મુંબઇ ઇલાકાના જકાતનાં, અફીણનાં અને આબકારી ખાતાં સંભાળવાનાં છે.

મુંબઇ ઈલાકાના ગવર્નર સાહેબ શિયાળામાં ડિસેમ્બરથી માર્ચ સુધી અહીં રહે છે. તેમનું રહેઠાણ દરીઆકિનારા પર આવેલી મલબારહિલ પર છે. આખા ઈલાકાની મોટી ન્યાયની કચેરી હાઈકોર્ટ તે પણ મુંબઇમાં છે.

મુંબઇના શહેરીઓને પાણી પુરૂં પાડવા માટે સુંદર યોજના કરેલી છે. મુંબઇથી ૧૫ માઇલ દૂર સાષ્ટી બેટમાં **વિહાર** અને **તુળસી** તથા મુંબઇથી ૩૧ માઇલ દૂર કોકણના પ્રદેશમાં **તાનસા** નામનાં તળાવો બાંધેલાં છે, તેમાંથી મોટા નળ વાટે શહેરમાં પાણી લાવવામાં આવે છે.

શહેરમાં વીજળીના બળથી ટ્રામ અને કેટલીક મિલો ચાલે છે, તથા રાત્રે દીવા પણ તેનાજ થાય છે. કોલગૅસમાંથી પણ કેટલેક સ્થળે દીવા કરવામાં આવે છે. શહેરમાં અવર જવર માટે ટામ, ઘોડાગાડીઓ તથા થોડા થોડા અંતરે દોડતી લોકલ ગાડીઓ છે.

## જોવા લાયક સ્થળો.

**બોરીબંદરસ્ટેશન, તાજમહાલ હોટેલ, હાઈકોર્ટનું મકાન, રાજાબાઈ ટાવર, મ્યુનિસિપાલિટિની ઓફિસ, ટાઉનહોલ, ક્રાફર્ડ મારકેટ, ટંકશાળ, દીવાદાંડી, વિક્ટોરિઆબાગ, વાલકેશ્વર, ભુલેશ્વર, બાબુલનાથ, મહાલક્ષ્મી, ચોપાટી, તોપખાનું, જુમામસીદ** વગેરે.

## મુંબઈ પરાં વિભાગ.

મુંબઇ શહેરની વસ્તી દિનપરદિન વધતી જવાથી લોકોને રહેવાને પૂરતાં ઘર મળી શકયાં નહિ, તેમજ ઘીચ વસ્તીને લીધે તંદુરસ્તીના કારણે કેટલાક લોકો આસપાસ પરાં વસાવીને રહેવા લાગ્યા. આ પરાંની ગણતરી પહેલાં થાણા જિલ્લામાં થતી હતી. હાલમાં રાજ્યવહીવટની સરળતા ખાતર આ પરાં અને મુંબઇ બેટની ઉપરનો કેટલોક ભાગ લઇ એક જુદોજ વિભાગ કરવામાં આવ્યો છે. તેને **મુંબઇ પરાં વિભાગ** કહે છે. આ વિભાગમાં બીજા વિભાગોની માફક વધારે જિલ્લા નહિ હોતાં એકજ જિલ્લો છે, અને તે પણ **મુંબઈ પરાં જિલ્લો** કહેવાય છે. તેનો ઉપરી કલેકટર છે. આખા વિભાગનું ક્ષેત્રફળ ૧૪૨ ચો. મા. છે, અને વસ્તી ૧૫૨૮૪૦ માણુસની છે. તેમાં ફક્ત ૪ શહેર અને ૭૫ નાનાં ગામડાં છે. પરાંમાં રહેનાર માણસોનો ધંધો રોજગાર મુંબઇ શહેર સાથે છે, તેથી તેમને જવા આવવાને સગવડ મળે માટે આ પરાંથી મુંબઇ સુધી અડધા અડધા કલાકે આગગાડીઓ દોડાવવાની સગવડ કરેલી છે.

### જાણુવા લાયક સ્થળો.

**વાંદરા**—મુંબઇથી ૯ માઇલ પર આવેલું વિભાગનું સૌથી મોટું શહેર છે. અહીં કસાઇખાનું હોવાથી મુંબઈમાં વસતા માંસાહારી લોકોને અહીંથી માંસ પુરૂં પાડવામાં આવે છે. વાંદરાનો વહીવટ મ્યુનિસિપાલિટી કરે છે.

**સાંતાક્રુઝ**—મધ્યમ સ્થિતિના માણસો અહીં રહી મુંબઇ જા આવ કરે છે.

**કુર્લા**—જી. આઈ. પી. લાઇન ઉપર આ પણ એક પરૂં છે, અને ત્યા વસનારા પણ નોકરી ધંધાર્થે મુંબઈ જા આવ કરે છે.

---

# મધ્યવિભાગ.

મુંબઈ ઇલાકાના પાંચ રાજકીય વિભાગ છે. તેમાંથી ઉત્તરવિભાગની ભૂગોળ તમે શીખી ગયા. આ વિભાગ ઉત્તર અને દક્ષિણ વિભાગની મધ્યમાં આવેલો હોવાથી તે મધ્યવિભાગ કહેવાય છે. આ વિભાગને કેટલાક મહારાષ્ટ્ર પણ કહે છે.

અંગ્રેજોની પહેલાં આ પ્રદેશમાં મરાઠાઓનું રાજ્ય હતું. મરાઠાઓનું રાજ્ય શિવાજી મહારાજ નામના મહાન પુરુષે સ્થાપ્યું હતું. પાછળથી આ શિવાજીના વંશજો અને તેમના બ્રાહ્મણ પ્રધાન કે જેઓ પેશ્વા કહેવાતા તેમનાં રાજ્યો અહીં હતાં. આ વંશોના રાજાઓ પાસેથી આ મુલક અંગ્રેજ સરકારે જીતી લીધો છે. અત્યારે પણ ત્યાં મુખ્ય ભાષા મરાઠી જ છે.

**સીમા**—ઉત્તરે ગુજરાત અને માળવા, પૂર્વે મધ્યપ્રાંત અને નિજામનું રાજ્ય, દક્ષિણે દક્ષિણવિભાગ, અને પશ્ચિમે ગુજરાત અને દક્ષિણવિભાગ છે.

મુંબઇથી મધ્ય વિભાગમાં દાખલ થવાને માટે મુખ્ય રસ્તા બે છે, અને તે સહ્યાદ્રિ પર્વતમાંથી આગગાડીને જવા માટે કોતરી કાઢેલા છે. **બોરઘાટ** નામના રસ્તાથી પુના જવાય છે, અને **થળઘાટથી** મુંબઇથી નાશક તરફ જવાય છે.

આ વિભાગનો વિસ્તાર આપણા ઉત્તર વિભાગથી લગભગ ત્રણ ગણો છે. છતાં આપણા વિભાગની અને આ વિભાગની રચના તદ્દન જુદી છે.

| ઉત્તર વિભાગ. | મધ્ય વિભાગ. |
|---|---|
| ૧ સપાટ નીચો પ્રદેશ છે. | ૧ ડુંગરાવાળો અને ઉચ્ચ પ્રદેશ છે. |
| ૨ પશ્ચિમે અરબીસમુદ્ર આવેલો છે. | ૨ પશ્ચિમે સહ્યાદ્રિ પર્વત આવેલો છે. |
| ૩ હવા ભેજવાળી છે. | ૩ હવા સુકી છે. |
| ૪ વરસાદ વધારે છે. | ૪ વરસાદ ઓછો છે. |
| ૫ વધારે ફળદ્રુપ છે. | ૫ ઓછો ફળદ્રુપ છે. |

**પર્વતો**—ખાનદેશ જિલ્લાઓની ઉત્તરમાં **સાતપુડા** પર્વતના ફાંટા છે. ખાનદેશ જિલ્લાઓની દક્ષિણમાં **ચાંદવડ** અને **સાતમાળા** અથવા **અજન્ટિા** છે. અજિન્ટામાં જુના વખતની બૌદ્ધ ધર્મની ગુફાઓ પર્વતમાં કોતરી કાઢેલી છે તે જોવા જેવી છે. પશ્ચિમ દિશામાં **સહ્યાદ્રિ પર્વત** છે.

**નદીઓ**—મધ્ય વિભાગમાં **ગોદાવરી** અને કૃષ્ણા એ બે મોટી નદીઓ છે. પરંતુ તેમનો થોડોજ ભાગ આ વિભાગમાં આવેલો છે. ગોદાવરી નદી દક્ષિણમાં મોટામાં મોટી છે. તે પશ્ચિમઘાટમાંથી મહાબળેશ્વર પાસેથી વહી પૂર્વ તરફ જાય છે. **ભીમા**, **નીરા** અને **સીના** એ ત્રણ નદીઓ શોલાપુર તરફ વહે છે. આમાંની નીરા અને સીના ભીમાને મળે છે. સતારા જિલ્લામાં આવેલી **વાર્ણા** નદી તથા ભીમા નદી આખરે કૃષ્ણાને મળે છે.

**સામાન્ય વર્ણન**—પાછળ કહ્યું તેમ આ વિભાગ ઉત્તર વિભાગથી વિસ્તારમાં ત્રણ ગણો છે, પરંતુ વસ્તી ઉત્તર વિભાગથી લગભગ બમણી છે. આ વિભાગની

વસ્તી ૯૦૫૯૧૧૪ માણુસની છે. જંગલો તથા ડુંગરવાળા ભાગોમાં આપણા વિભાગની માફક જંગલી અને અનાર્ય પ્રજા વસે છે. પહાડી જમીનને લીધે અહીંના લોકો શરીરે મજબુત હોય છે. આ વિભાગના લોકો મુખ્યત્વે દક્ષિણી કહેવાય છે. કેટલાક ગુજરાતી તથા મારવાડીઓ વેપાર અર્થે અત્રે આવી વસેલા છે. અહમદનગર જિલ્લામાં ૨૩૦૦૦ ખ્રિસ્તીઓ છે.

આ વિભાગની ખેડવા લાયક જમીન કાળી છે, તેથી રૂ અને ઘઉંનો પાક સારો થાય છે. ઉચ્ચ પ્રદેશમાં દ્રાક્ષ અને બીજો મેવો સારો થાય છે.

વિભાગનો મુખ્ય પાક રૂ, અનાજ અને તેલીબીઆં છે. તે પરદેશ મોકલવામાં આવે છે. નાશક જિલ્લાના ચેવલા ગામમાંથી હાથે વણેલું કાપડ મુંબઈ, પુના, સતારા અને શોલાપુર તરફ જાય છે. નાશકમાં તાંબાપિત્તળનાં વાસણો ઘણાં સારાં બને છે. અહમદનગર જિલ્લામાં દક્ષિણી સ્ત્રીઓને પહેરવાની સાડીઓ સારી બને છે.

આ વિભાગમાં મુખ્ય રેલવે જી. આઈ. પી.છે. તેનો એક ફાંટો ઉત્તર તરફ ખાનદેશ તરફ અને બીજો દક્ષિણમાં પુના અને શોલાપુર તરફ જાય છે. વળી પ્રાચીન સમયની મુંબઇથી આગ્રા જવાની પાકી સડક આ વિભાગમાં થઈને જાય છે.

**જિલ્લાઓ**—આ વિભાગના સાત જિલ્લાઓ પાડવામાં આવ્યા છે, અને તે દરેક જિલ્લાનો વિસ્તાર આપણા જિલ્લાઓ કરતાં વધારે છે. દરેક જિલ્લા ઉપર એકેક કલેકટર છે. આ વિભાગના કમિશનરનું સદર સ્ટેશન પુના છે.

૧ પશ્ચિમ ખાનદેશ, ૨ પૂર્વ ખાનદેશ, ૩ નાશક, ૪ અહમદનગર, ૫ પુના, ૬ સતારા, ૭ શોલાપુર.

## પશ્ચિમ ખાનદેશ જિલ્લો.

**સામાન્ય વર્ણન**—મધ્ય વિભાગમાં સૌથી ઉત્તરમાં આ જિલ્લો આવેલો છે. પ્રથમ પશ્ચિમ અને પૂર્વ ખાનદેશનો એક મોટો જિલ્લો હતો, પણ હાલમાં ખાનદેશ જિલ્લાના બે વિભાગ કરી પશ્ચિમદિશા તરફનાને પશ્ચિમ ખાનદેશ અને પૂર્વ તરફનાને પૂર્વખાનદેશ કહેછે. આ જિલ્લો ગુજરાતની અડોઅડ આવેલો હોવાથી ટાપ્ટીવેલી રેલવે મારફતે આ જિલ્લામાં જઇ શકાય છે. બીજો રસ્તો જી. આઇ. પી. રેલવે મારફતે મુંબઇથી નાશક થઇ આ જિલ્લામાં જવાય છે.

નકશા તરફ જોવાથી જણાશે કે આ જિલ્લાની ઉત્તરે નર્મદા અને મધ્યમાં તાપી નદી આવેલી છે. નર્મદા નદીની દક્ષિણમાં સાતપુડા પર્વત અને તાપીની દક્ષિણમાં સહ્યાદ્રિના ઉત્તરના ફાંટા આવેલા છે. તાપી નદીનો પ્રદેશ રસાળ છે, અને બાકીના ડુંગરાળા પ્રદેશમાં જંગલી લોકો વસે છે. લોકોની મુખ્ય ભાષા મરાઠી છે, છતાં ગુજરાત તરફના વેપારીઓ ગુજરાતી ભાષા બોલે છે. જિલ્લાનો મુખ્ય પાક રૂ, બાજરી, ચણા, મઠ અને તેલીબીઆં છે. આ જિલ્લામાં વણજારા નામના લોક વસે છે, તે આગગાડી થતા પહેલાં માલ લાવવા લઇ જવાનું કામ કરતા હતા.

### જાણવા લાયક સ્થળો.

**ધુળીઆ**—જિલ્લાનું મુખ્ય શહેર પાંજરા નદીના કિનારાપર આવેલું છે. આ શહેરમાં કપાસ પીલવાનાં

કારખાનાં ઘણાં છે. શહેર અળસી અને રૂના વેપારને માટે પ્રખ્યાત છે.

**નંદરબાર**—નંદગવલી નામના મુસલમાન સુલતાને વસાવેલું હોવાથી તે નંદરબાર કહેવાય છે, રૂ. હળદર, ચણા વગેરેના વેપારનું મથક છે.

## પૂર્વ ખાનદેશ જિલ્લો.

**સામાન્ય વર્ણન**—પશ્ચિમ ખાનદેશની પૂર્વમાં આવેલો છે. જિલ્લાના ઉત્તર અને દક્ષિણ ભાગ પર પર્વતો આવેલા છે. ઉત્તરના પર્વતો પર જંગલો ઘણાં છે, તેથી ત્યાં વસ્તી ઓછી છે. દક્ષિણ અને પશ્ચિમ તરફ પર્વતો છે પણ ત્યાં જંગલો નથી. આ જિલ્લાના મધ્ય ભાગમાં થઇને તાપી નદી વહે છે. તેની ખીણનો ભાગ કાળી માટીનો હોઇ ફળદ્રુપ છે. જિલ્લાનો મુખ્ય પાક રૂ છે. ખેડાણલાયક જમીનમાં લગભગ અડધા ભાગમાં કપાસનું વાવેતર થાય છે. અળસી, ઘઉં, જુવાર, બાજરી, અને કઠોળ પણ થાય છે.

## જાણવા લાયક સ્થળો.

**જળગામ**-જિલ્લાનું મુખ્ય શહેર છે. સુરતથી જતી ટાપ્ટીવેલી રેલવે અને જી. આઈ. પી. રેલવેનું જંકશન છે. અહીંનો મુખ્ય વેપાર રૂ, તલ, અને અળસી છે. શહેરમાં કપાસ લોઢવાનાં જીન, તથા રૂની ગાંસડીઓ બાંધવાનાં પ્રેસ છે.

**ભુસાવળ**—આ શહેર પણ જી. આઈ. પી. રેલવેનું જંકશન છે. અહીંથી જબલપુર થઈ અલાહાબાદ તેમજ નાગપુર થઇ કલકત્તા જવાય છે.

## નાશક જિલ્લો.

**સામાન્ય વર્ણન**—આ જિલ્લો પશ્ચિમ અને પૂર્વ ખાનદેશ જિલ્લાઓની દક્ષિણમાં આવેલો છે. તેનો મધ્ય, પશ્ચિમ અને દક્ષિણ ભાગ પહાડી છે. દક્ષિણ સરહદ પર ગોદાવરી નદી આવેલી છે. પર્વતોને લીધે તેનો ઘણોખરો ભાગ ઉચ્ચ પ્રદેશ છે. પૂર્વ તરફના ભાગમાં તાપ વધારે પડે છે. પરંતુ મધ્ય ભાગની હવા ઘણી સારી છે. અહીંનો મુખ્ય પાક બાજરી, રૂ, ઘઉં, તેલીબીઆં અને શેરડી છે. આ સિવાય દ્રાક્ષ, અંજીર, કેળાં અને જમરૂખ પણ થાય છે.

### જાણવા લાયક સ્થળો.

**નાશક**—ગોદાવરી નદી પર આવેલું શહેર નાશકરોડ સ્ટેશનથી ચાર માઈલ દૂર છે. હિંદુલોકોનું આ પવિત્રતીર્થ છે. ત્યાં બાર બાર વર્ષે મોટી જાત્રા ભરાય છે. રામચંદ્રજી વનવાસ નીકળ્યા ત્યારે અહીં પંચવટી બાંધી રહ્યા હતા. લક્ષ્મણજીએ આજ સ્થળે સુર્પણખાનું નાક કાપ્યું હતું. શહેર અસલથી તાંબાપિત્તળનાં વાસણોને માટે પ્રખ્યાત છે. નાશક દરીઆની સપાટીથી ૨૦૦૦ ફુટ ઉંચાઇએ આવેલું હોવાથી અહીંની હવા સારી છે.

**ત્ર્યંબક**—નાનું ગામ છે, પરંતુ ગોદાવરી નદીનું મૂળ હોવાથી તે ગોદાવરીની જાત્રાને માટે પ્રખ્યાત છે. ગામમાં કાળા પત્થરનું બાંધેલું ત્ર્યંબકેશ્વર મહાદેવનું મોટું શિવાલયછે.

**દેવલાલી**—નાશકથી પ્રથમ સ્ટેશન છે. અહીંથી નાશક ચાર માઇલ દૂર છે. હવા ખાવાનું સ્થળ અને ત્યાં લશ્કરી કૅમ્પ છે.

સિન્નર—શેરડી, પાન, કેળાં, અને ડાંગર થાય છે.

**બાગલાણ**—જુના વખતનો કિલ્લો છે. ગુજરાતનો છેલ્લો રજપુત રાજા કરણઘેલો હાર પામી અહીં આવી રહ્યો હતો.

## અહમદનગર જિલ્લો.

**સામાન્ય વર્ણન**—નાશક જિલ્લાની દક્ષિણે આ જિલ્લો આવેલો છે. નાશક જિલ્લાની માફક આ જિલ્લાની પણ પશ્ચિમ, મધ્ય અને દક્ષિણ સરહદ પર પર્વતો આવેલા છે; પરંતુ તે ઝાડી વિનાના છે. પશ્ચિમ તરફ પર્વતોને લીધે વરસાદ વધારે પડે છે. એકંદરે આ જિલ્લાની હવા સારી છે. પશ્ચિમ સરહદ પર આવેલા સહ્યાદ્રિ પર્વતનું કળસુવાઈ નામનું ઉંચું શિખર આ જિલ્લામાં આવેલું છે. ઉત્તરમાં વહેનારી ગોદાવરી નદીને બીજી નાની નદીઓ મળે છે. દક્ષિણમાં આવેલી ભીમા તથા ઉત્તરની ગોદાવરીની ખીણોમાં મુખ્ય પાક ઘઉં અને ચણા છે. આ જિલ્લામાં જુવારનો પાક વિશેષ થાય છે. આ સિવાય રૂ, બાજરી, પાન અને શેરડી પણ થાય છે. આ ભાગમાં વસતા મરાઠા કણબી રંગે કાળા છે.

## જાણવાલાયક સ્થળો.

**અહમદનગર**—જિલ્લાનું મુખ્ય શહેર સીના નદી પર આવેલું છે. અહીં એક કિલ્લો છે. અકબરના સમયમાં અહીં ચાંદબીબી નામની બહાદુર સ્ત્રીએ લશ્કરની આગેવાની લઈ અકબરના છોકરા મુરાદને હઠાવ્યો હતો. લડાઈમાં પોતાના તરફનો દારૂગોળો ખૂટી ગયો, ત્યારે સોના રૂપાનાં ઘરેણાં ગળાવી તેની ગોળીઓ બનાવી તે છોડી હતી. અહીં મુસલમાનોના સમયની જોવાલાયક કેટલીક મસીદો છે.

## પુના જિલ્લો.

**સામાન્ય વર્ણન**—અહમદનગર જિલ્લાની પશ્ચિમે અને દક્ષિણે આ જિલ્લો આવેલો છે. આ જિલ્લાના પશ્ચિમ અને દક્ષિણ ભાગ તરફ સહ્યાદ્રિ પર્વતના કેટલાક ફાંટા આવેલા છે. તેમના ઉપર મરાઠા સમયના કેટલાક કિલ્લા અને દેવળો આવેલાં છે. આ જિલ્લામાં નાની નાની નદીઓ પુષ્કળ છે, અને તે બધી પૂર્વ તરફ વહી ભીમાને મળે છે. પશ્ચિમ તરફની હવા ભેજવાળી અને જેમ જેમ પૂર્વ તરફ જઇએ તેમ તેમ હવા સુકી છે. પુના શહેરની હવા સારી હોવાથી ગવર્નર સાહેબ ચોમાસામાં પોતાનો મુકામ ત્યાં રાખે છે. આ જિલ્લાનો મુખ્ય પાક પહાડી પ્રદેશમાં ડાંગર અને બીજા ભાગમાં ઘઉં, ચણા, શેરડી, બાજરી, તેલીબીઆં વગેરે થાય છે. આ જિલ્લામાં દ્રાક્ષ, અંજીર, નારંગી વગેરે લીલો મેવો પુષ્કળ થાય છે.

### જાણવા લાયક સ્થળો.

**પુના**—મધ્ય વિભાગનું મુખ્ય શહેર મુળા અને મુઠા નદીઓના સંગમપર આવેલું છે. આ શહેર પેશ્વાઇ વખતમાં રાજધાનીનું શહેર હતું. હાલમાં પણ મુંબઇ ઇલાકાના ગવર્નર સાહેબ ચોમાસામાં અહીં રહે છે. શહેરમાં કેળવણીને લગતી ઘણી શાળાઓ અને પાઠશાળાઓ છે. પેશ્વાઇ સમયની જાહોજલાલી દર્શાવતાં કેટલાંક સ્થળો ખાસ જોવા જેવાં છે. તેમાં પર્વતી ડુંગર મુખ્ય છે.

**ખડકી**—પુનાથી ચાર માઇલ પર આવેલું છે. આ આખા ઇલાકાનું લશ્કરી થાણું છે.

**લોણાવલા**—સહ્યાદ્રિ પર્વતના બોરઘાટ નામના પહાડી રસ્તા ઉપર હવાખાવાનું સ્થળ છે. લોણાવલાની ટેકરીની તળેટીમાં પર્વત ઉપર પડતા પાણીને એકઠું કરી તેમાંથી વીજળી ઉત્પન્ન કરવામાં આવે છે.

**કાર્લી**—લોણાવલાથી થોડે દૂર બે હજાર વરસ ઉપર પર્વતમાંથી કોતરી કાઢેલી બૌદ્ધ ગુફાઓને માટે પ્રખ્યાત છે.

## સતારા જિલ્લો.

**સામાન્ય વર્ણન**—પુના જિલ્લાની દક્ષિણે ભોર અને ફલટણનાં દેશી રાજ્યો છે, અને તેની દક્ષિણે સતારા જિલ્લો આવેલો છે. એનો ઉત્તર તથા પશ્ચિમનો ઘણો ભાગ પહાડી છે, અને મધ્ય ભાગ રસાળ પ્રદેશ છે. વાયવ્યમાં આવેલું મહાબળેશ્વર નામનું સહ્યાદ્રિનું શિખર ૫૦૦૦ ફુટ ઉંચું છે. પશ્ચિમ તરફ પહાડોને લીધે વરસાદ ઘણો પડે છે, અને પહાડો પરનાં જંગલોમાં સુખડ, આંબા, ફણસ અને વાંસ થાય છે. ડુંગરમાં ડાંગર પાકે છે, અને મધ્ય અને પૂર્વ ભાગમાં બાજરી, જુવાર વગેરે થાય છે. શિવાજી મહારાજનું માવલા લશ્કર આ જિલ્લાના ડુંગરો પર વસનારા મરાઠાઓનું હતું.

### જાણવા લાયક સ્થળો.

**સતારા**—જિલ્લાનું મુખ્ય શહેર છે. પહેલાં અહીં શિવાજી મહારાજના વંશજો રાજ્ય કરતા હતા. પરંતુ છેલ્લા રાજાને વારસ નહિ હોવાથી ઇ. સ. ૧૮૪૮ મા અંગ્રેજ સરકારે ખાલસા કર્યું હતું. અહીં સત્તર કિલ્લા, બુરજ અને દરવાજા હતા, તેથી તે સતારા કહેવાય છે.

**મહાબળેશ્વર**—સહ્યાદ્રિ પર્વત પર ૫૦૦૦ ફુટની ઉંચાઈએ હવા ખાવાનું સ્થળ છે. અહીં મુંબઇના ગવર્નર સાહેબ પોતાના રસાલા સાથે ઉનાળાની ઋતુમાં રહે છે. પુનાથી મહાબળેશ્વર જવાની પાકી સડક છે.

## શોલાપુર જિલ્લો.

**સામાન્ય વર્ણન**—સતારા જિલ્લાની પૂર્વમાં શોલાપુર જિલ્લો આવેલો છે. જિલ્લામાં પર્વત નહિ હોવાથી જમીન સપાટ છે. અહીંની હવા સારી છે, પરંતુ ઉનાળામાં તાપ સખત પડે છે. આ જિલ્લાની મુખ્ય નદી ભીમા છે, તેને ચંદ્રભાગા પણ કહે છે. મુખ્ય પાક જુવાર છે. તે ઉપરાંત ઘઉં, રૂ, બાજરી, અને તેલીબીઆં પણ છે. જિલ્લાના દક્ષિણ ભાગમાં કાનડી ભાષા બોલાય છે. મુખ્ય રેલવે જી. આઇ. પી. છે.

### જાણવા લાયક સ્થળો.

**શોલાપુર**—જિલ્લાનું મુખ્ય શહેર છે. મધ્ય વિભાગમાં પુના પહેલા નંબરનું અને આ બીજા નંબરનું શહેર છે. અહીં જૈન લોકોનાં દહેરાં જોવા જેવાં છે. અમદાવાદની માફક આ શહેર કાપડના વણાટને માટે પ્રખ્યાત છે. શહેરની પાસે આવેલો કિલ્લો જોવા જેવો છે.

**પંઢરપુર**—મધ્ય વિભાગમાં બલ્કે આખા દક્ષિણમાં મોટું જાત્રાનું ધામ ભીમા નદીપર આવેલું છે. અહીં કાળા પત્થરનું બાંધેલું મોટું દહેરૂં છે, અને તેમાં અંધારા ગભારામાં વિઠોબાની મૂર્તિ છે. વિઠોબાને ભેટીને દર્શન થઈ શકે છે. અહીં કાર્તકી, ચૈત્રી અને અષાડી એકાદશી ઉપર મેળા ભરાય છે.

## દેશી રાજ્યો.

ઉત્તર વિભાગની માફક મધ્યવિભાગમાં એકપણ દેશીરાજ્ય વાઈસરૉયની દેખરેખ નીચે નથી, તેમજ તેમાં આવેલાં દેશીરાજ્યો એટલાં નાનાં છે, કે તેને માટે જુદો પોલિટિકલ એજન્ટ પણ મૂકવામાં આવ્યો નથી. જે નાની નાની જાગીરો છે, તે પાસેના જિલ્લાના કલેકટરની દેખરેખ હેઠળ છે. મુખ્ય દેશીરાજ્યો નીચે પ્રમાણે છે.

**મહેવાસી રાજ્યો**—આ પ્રદેશ નર્મદા અને તાપી નદીઓની વચ્ચે ખાનદેશ જિલ્લાની વાયવ્યમાં આવેલો છે. આ મુલક પહાડો અને જંગલોથી ભરપુર છે. ત્યાં અનાર્ય જાત વસે છે, અને તેમનો મુખ્ય ધંધો જંગલોમાંથી ઇમારતી લાકડાં, મધ અને લાખ લાવી વેચવાનો છે. આ મુલક પશ્ચિમ ખાનદેશ જિલ્લાના કલેકટરની દેખરેખ હેઠળ છે.

**સુરગાણાનો મુલક**—ડાંગની દક્ષિણે અને સહ્યાદ્રિ પર્વતની પશ્ચિમે આવેલો પહાડી પ્રદેશ છે. આ મુલક હિંદુ રાજાઓને તાબે છે, અને તેની ઉપર નાશકના કલેકટર દેખરેખ રાખે છે. મુખ્ય પાક ડાંગર, નાગલી અને લાખ છે.

**સતારા જાગીર**—પ્રથમ સતારામાં શિવાજીના વંશના મરાઠા રાજાઓ રાજ્ય કરતા હતા, તે સમયે તેમણે કેટલાક સરદારોને નાની નાની જાગીરો આપી હતી. સતારાનું રાજ્ય અંગ્રેજ લોકોના હાથમાં આવવા છતાં તે જાગીરો જેમની તેમ છે, અને તે સતારાજાગીર નામે ઓળખાય છે. મુખ્ય જાગીરો નીચે પ્રમાણે છે.

**ભોર**—પુના જિલ્લાની દક્ષિણે આવેલું છે. ત્યાંના જાગીરદાર બ્રાહ્મણ છે, અને તે પંતસચિવ કહેવાય છે. આ મુલક પહાડી છે, અને તેનો મુખ્ય પાક ડાંગર, તલ અને નાગલી છે. આની ઉપર પુનાના કલેકટરની દેખરેખ છે.

**ઔંધ**—સતારા અને શોલાપુર જિલ્લા વચ્ચે આવેલું છે. જાગીરદાર બ્રાહ્મણ જ્ઞાતિના છે, અને તે પંત પ્રતિનિધિ કહેવાય છે. આના પોલિટિકલ એજન્ટ સતારાના કલેકટર છે.

**ફલટણ**—સતારા જિલ્લાની ઉત્તરે છે. રાજા રજપુત જાતનો છે, અને તે નિંબાળકર કહેવાય છે. તેનો મુખ્ય પાક જુવાર, ચણા, તેલીબીઆં અને સાગનું લાકડું છે. ફલટણમાં પત્થરની મૂર્તિઓ સારી કોતરવામાં આવે છે. આ રાજ્ય પણ સતારાના કલેકટરની દેખરેખ નીચે છે.

**અક્કલકોટ**—આ જાગીર શોલાપુર જિલ્લાના અગ્નિ ખુણામાં આવેલી છે. રાજા ભોંસલે કુટુંબના છે. અહીંની હવા ઠંડી અને સારી છે. આ રાજ્ય શોલાપુરના કલેકટરની દેખરેખ હેઠળ છે.

---

# દક્ષિણ વિભાગ.

**સીમા**—મુંબઈ ઇલાકાની છેક દક્ષિણમાં આવેલા મુલકને દક્ષિણ વિભાગ કહે છે. સહ્યાદ્રિ પર્વત આ વિભાગમાં ઉત્તરથી દક્ષિણ આવેલો છે, તેથી આ વિભાગના કુદરતી રીતે બે ભાગ પડે છે. સહ્યાદ્રિ પર્વત અને અરબી સમુદ્ર વચ્ચેની સાંકડી પટી કોંકણના નામથી અને સહ્યાદ્રિ પર્વતની પૂર્વનો ભાગ કર્ણાટકના નામથી ઓળખાય છે. કોંકણમાં મરાઠી અને કર્ણાટકમાં કાનડી ભાષા બોલાય છે. આ વિભાગમાંથી પશ્ચિમ તરફ જવાના ઘણા ઘાટ–રસ્તા છે. મુખ્ય રેલવે **વેસ્ટ ઇંડિઆ પોર્ટુગીઝ રેલવે** છે.

આ વિભાગ આપણા ઉત્તરવિભાગ કરતાં વિસ્તારમાં બમણો છે. ઉત્તર વિભાગ સપાટ અને નીચો પ્રદેશ છે. દક્ષિણ વિભાગ ઉચ્ચ પ્રદેશ છે. તેમાં મધ્ય વિભાગ જેટલા ડુંગરો નથી. ત્યાં મોટાં મેદાનો અને ખેડાણલાયક જમીન છે. પશ્ચિમ તરફ આવેલા કોંકણના બે જિલ્લા પહાડી છે, તેથી ત્યાંની જમીન પત્થરવાળી છે. અહીં એક બાજુ પર્વત અને એક બાજુ અરબી સમુદ્ર આવેલો હોવાથી ઈલાકામાં સૌથી વધારે વરસાદ આ સ્થળે પડે છે. પૂર્વ તરફના જિલ્લાઓની હવા મધ્યવિભાગને મળતી છે.

**પહાડો અને નદીઓ**—આ વિભાગમાં મુખ્ય **સહ્યાદ્રિ** પર્વત ઉત્તર દક્ષિણ આવેલો હોવાથી તેના બે ભાગ કરે છે. સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળનારી નદીઓના પ્રવાહ બે જાતના છે. કેટલી પૂર્વ તરફ અને કેટલીક પશ્ચિમ તરફ વહે છે. પૂર્વ તરફ વહેનારી નદીઓમાં **ભીમા** અને **કૃષ્ણા**

એ બે મુખ્ય છે. તે સિવાય બીજાપુર જિલ્લામાં ડ્રોણ, બેલગામ જિલ્લામાં **ઘટપ્રભા** અને **મલપ્રભા** અને ધારવાડ જિલ્લામાં **તુંગભદ્રા** છે. આ નદીઓ લાંબી અને પ્રવાહ ધીમા છે. પશ્ચિમ તરફ વહેનારી નદીઓનો માર્ગ ટુંકો હોવાથી તે નદીઓ નાની અને ધોધની માફક ઝડપથી વહેનારી છે. આ નદીઓ પૈકી **શિરાવતી** મુખ્ય છે. તે કાનડા જિલ્લામાં આવેલી છે. શિરાવતીનદીમાં આવેલો **ગેરસપ્પાનો** ધોધ આખી દુનીઆમાં ઉંચામાં ઉંચો છે.

**જંગલો**—કોકણમાં આવેલા કોલાબા જિલ્લાના જંગલમાં ઉંચી જાતનો સાગ અને સીસમ સારાં થાય છે. રત્નાગિરિ જિલ્લાનાં જંગલોમાં સીસમ, તમન, વાંસ અને ખેરનાં ઝાડ પુષ્કળ થાય છે. રત્નાગિરિ જિલ્લામાં ઝેરી સાપ ઘણા થાય છે.

**ખેતી અને ઉદ્યોગ**-દક્ષિણ વિભાગમાં દરીઆ કિનારે આવેલા પ્રદેશમાં કાંઠાપર આવેલી જમીનમાં નાળિએર અને સોપારી સારાં થાય છે. તે સિવાય પુષ્કળ વરસાદવાળા પ્રદેશમાં જમીન કાળી હોવાથી મુખ્ય પાક ડાંગર છે. પૂર્વ તરફ જિલ્લાઓમાં અનાજ, તેલીબીઆં, કપાસ અને મરચાં થાય છે. કાનડા જિલ્લામાં એલચી પાકે છે. આ વિભાગમાં કાથાનાં દોરડાં વણવાનો, સાદડી ગુંથવાનો, કાપડ વણવાનો અને તેલ કાઢવાના મુખ્ય ધંધા છે. રત્નાગિરિ જિલ્લાના પહાડી લોકો લશ્કરમાં સિપાઈની નોકરી કરે છે.

**વેપારના માર્ગ**—પશ્ચિમ કાંઠે કોલાબા જિલ્લામાં મીઠું પકવવાનો અને દરીઆ કિનારાનાં ગામડાંમાં માછલાં

પકડવાનો ધંધો ચાલે છે. પશ્ચિમ ભાગમાં **અલીબાગ, રત્નાગિરિ, માલવણ, બેંગુર્લા, કારવાડ. અને હોનાવર** બંદરો છે. એમાં કારવાડ બંદર મુખ્ય છે. આ બંદરો મારફતે અહીંનો માલ બહારગામ મોકલી આપવામાં આવે છે. પૂર્વ તરફનો વેપાર સધર્ન મરાઠા રેલવે મારફતે ચાલે છે. આ રેલવેના બે ફાંટા છે, તેમાંનો એક પુના સાથે અને બીજો શોલાપુર સાથે સંબંધ ધરાવે છે. આ રેલવે મારફતે અનાજ, તેલીબીઆં અને કપાસ પરદેશ જાય છે.

**ખનીજો**—આ વિભાગમાંથી કીમતી ખનીજો નીકળે છે. તેમાં ધારવાડ જિલ્લામાંથી સોનું, રૂપું, તાંબું અને લોખંડની કાચી ધાતુ નીકળે છે. પ્રથમ ધારવાડ જિલ્લામાંથી સોનું પુષ્કળ નીકળતું હતું.

**જિલ્લાઓ—૧ બિજાપુર, ૨ બેલગામ, ૩ ધારવાડ, ૪ કાનડા, ૫ રત્નાગિરિ, ૬ કોલાબા.**

આમાંના પહેલા ચાર જિલ્લાઓ છેક દક્ષિણમાં અને છેલ્લા બે અરબી સમુદ્રના કિનારાપર આવેલા છે. આ વિભાગના કમિશનર **બેલગામમાં** રહે છે.

## બિજાપુર જિલ્લો.

**સામાન્ય વર્ણન**—આ જિલ્લો મધ્ય વિભાગના શોલાપુર જિલ્લાની દક્ષિણે પૂર્વ તરફ આવેલો છે. તે સપાટ પ્રદેશ છે. તેની ઉત્તર સરહદ પર ભીમા અને મધ્યમાં દ્રોણ અને કૃષ્ણા નદીઓ વહે છે. મધ્ય ભાગની જમીન કાળી અને ફળદ્રુપ હોવાથી ત્યાં કપાસનો પાક સારો થાય છે, ને બીજા ભાગોમાં જુવાર, બાજરી, ઘઉં

અને તેલીબીઆં થાય છે. અહીં વરસાદ અનિયમિત છે. લોકોનો મુખ્ય ખોરાક જુવાર છે. આ જિલ્લામાં સ્લેટના પત્થર અને લોખંડની કાચી ધાતુ નીકળે છે. આ જિલ્લાની મધ્યમાં ઉત્તર દક્ષિણ રેલવે આવેલી છે.

## જાણવા લાયક સ્થળો.

**બિજાપુર**—જિલ્લાનું મુખ્ય શહેર છે. પહેલાંના સમયમાં દક્ષિણમાં આ એક અગત્યનું શહેર હતું. એક વખત તે મુસલમાની રાજ્યની રાજધાની હોવાથી ત્યાં જોવા લાયક જુનાં મકાનો ઘણાં છે. તેમાં સુલતાન મહમદની કબર પર ચણાવેલો રોજો ખાસ જોવા જેવો છે. રોજાનો ઘુમટ આખી દુનીઆમાં મોટામાં મોટો છે. રોજાના ઘુમટનો વ્યાસ ૧૨૪ ફુટ, અંદરના ભાગથી ઉંચાઇ ૧૭૫ ફુટ, બહારના ભાગથી ઉંચાઇ ૧૯૮ ફુટ, અને જાડાઈ ૧૦ ફુટ છે. વળી ત્યાં 'મલીકેમેદાન' નામની ૨૮ ઇંચ વ્યાસની મોટી તોપ છે. પ્રાચીન મહેલમાં એક મોટું પુસ્તકાલય છે, તેમાં જુના વખતનાં ઘણાં ઉપયોગી પુસ્તકો છે. બિજાપુરમાં શેતરંજીઓ અને દેશી જોડા સારાં બને છે.

**તાલિકોટ**—ઐતિહાસિક શહેર છે. અહીં દક્ષિણના મુસલમાન રાજાઓ અને વિજયનગરના હિંદુ રાજાઓ વચ્ચે જબરૂં યુદ્ધ થયું હતું.

## બેલગામ જિલ્લો.

**સામાન્ય વર્ણન**—બિજાપુર જિલ્લાની પશ્ચિમે અને મધ્ય વિભાગના સતારા જિલ્લાના અગ્નિકોણમાં આ જિલ્લો આવેલો છે. આ જિલ્લો દક્ષિણ વિભાગનાં દેશી રાજ્યો સાથે ત્રણ બાજુથી સેળભેળ થએલો છે. નૈઋત્ય ખુણા તરફ સહ્યાદ્રિ પર્વત આવેલો છે. કૃષ્ણા, ઘટપ્રભા અને મલપ્રભા નદીઓ આ જિલ્લામાં થઇને વહે છે. જિલ્લાના પશ્ચિમ અને દક્ષિણ ભાગ ઉચ્ચ પ્રદેશ છે. પુના તરફથી આવતી રેલવે ઉત્તર દક્ષિણ મધ્યમાં થઈને ચાલી જાય છે, અને લોંઢા જંકશનથી એક ફાંટો ગોવા તરફ જાય છે. ખેતીની પેદાશમાં જુવાર, કપાસ, ઘઉં, શેરડી, શણુ, તમાકુ અને તેલીબીઆં છે.

### જાણવાલાયક સ્થળો.

**બેલગામ**—(વેણુ=વાંસ+ગ્રામ=ગામ) જિલ્લા અને વિભાગનું મુખ્ય શહેર છે. અહીં વાંસ પુષ્કળ થાય છે, તેથી તેને વાંસનું ગામ કહેતા, અને તે ઉપરથી તે બેલગામ કહેવાય છે. આ શહેર દરીઆની સપાટીથી ૨૫૦૦ ફુટ ઉંચું હોવાથી ત્યાંની હવા સારી છે. અહીં લશ્કરની છાવણી છે. બેલગામમાં કાપડ વણવાની હાથની સાળો છે.

**ગોકાક**—ઘટપ્રભા નદીના કિનારા પર એક નાનું ગામ છે, પરંતુ ઘટપ્રભા નદીના પ્રસિદ્ધ ધોધને લીધે તે પ્રખ્યાત છે. આ ધોધમાંથી વીજળી ઉત્પન્ન કરી તે મારફતે કાપડની મિલ ચલાવવામાં આવે છે. ગામમાં કાગળ તથા લાકડાનાં સુંદર રમકડાં બને છે.

## ધારવાડ જિલ્લો.

**સામાન્ય વર્ણન**—બિજાપુર જિલ્લાની દક્ષિણે અને પૂર્વ તરફ મદ્રાસ ઈલાકાની લગોલગ આવેલો છે. મધ્ય ભાગની હવા ઘણી સારી છે. આ જિલ્લામાં પણ વરસાદ નિયમિત છે. આખા જિલ્લામાં ચારે દિશામાંથી આવતી રેલવેઓનું જોડાણ થએલું દેખાય છે. મુખ્ય નદી તુંગભદ્રા છે. આ જિલ્લામાં સોનું, રૂપું, તાંબું વગેરે નીકળે છે. અગાઉ અહીં લોઢું ગાળવામાં આવતું હશે, એમ કેટલાંક ચિહ્નો ઉપરથી જણાય છે. મુખ્ય પાક જુવાર, બાજરી, કપાસ, શેરડી, મરચાં, ઘઉં અને ડાંગર છે.

### જાણવા લાયક સ્થળો.

**ધારવાડ**—જિલ્લાનું મુખ્ય શહેર અને કપાસનું મોટું મથક છે. ધારારાવ નામના સરદારે અહીં એક કિલ્લો બંધાવેલો હોવાથી તે ધારવાડ કહેવાય છે. અહીં એક મહા વિદ્યાલય છે. અહીંના કેદખાનામાં નેતરની ખુરશીઓ અને શેતરંજીઓ સારી થાય છે.

**હુબલી**—દક્ષિણ વિભાગમાં સૌથી મોટું શહેર છે. ત્યાં લશ્કરી છાવણી છે. આ શહેર રેલવેનું જંકશન હોવાથી તે વેપારનું અગત્યનું સ્થાન છે. રેશમી કાપડ, તાંબા પિત્તળનાં વાસણ, અનાજ અને મીઠાનો વેપાર સારો થાય છે.

## કાનડા જિલ્લો.

**સામાન્ય વર્ણન**—મુંબઇ ઇલાકાની છેક દક્ષિણમાં અને ધારવાડ જિલ્લાની પશ્ચિમે દરીઆ કિનારાપર આવેલો છે. સહ્યાદ્રિ પર્વત ઉત્તર દક્ષિણ આવેલો છે. અહીં નાની નાની નદીઓ ઘણી છે, તેમાં શિરાવતી મુખ્ય છે. દરીઆ કિનારા તરફની જમીનનો કેટલોક ભાગ રેતાળ અને કેટલોક

ખડકવાળો છે. દરીઆ કિનારાપર વરસાદ પુષ્કળ પડે છે. અહીંની હવા ભેજવાળી પણ તંદુરસ્ત છે. પૂર્વ તરફ વરસાદ ઓછો થતો જાય છે. આ જિલ્લાનો મુખ્ય પાક ડાંગર છે. તે ઉપરાંત એલચી, નાળિએર, સોપારી, શેરડી, મરી વગેરે પણ થાય છે. પૂર્વ તરફ જુદી જુદી જાતના મેવા અને પાન પુષ્કળ થાય છે.

## જાણવા લાયક સ્થળો.

**કારવાડ**—જિલ્લાનું મુખ્ય શહેર અને મુંબઇ ઇલાકામાં ત્રીજા નંબરનું બંદર છે. અહીં ચોમાસામાં પણ વહાણો સહીસલામત રહી શકે તેવી ગોઠવણ છે. અહીં વિલાયતથી વેપાર કરવા આવેલી ઇસ્ટ ઇંડિઆ કંપનિની પ્રથમ કોઠી હતી, અને અહીંથી બારીક મલમલ તથા ગરમ મશાલા પરદેશ ચઢતા હતા.

**ગોકર્ણ**—હિંદુઓનું જાત્રાનું ધામ છે. અહીં શિવનું મોટું દહેરૂં છે. શિવજીએ રાવણને જે બાણ આપ્યું હતું તે આ દહેરામાં છે.

**હોનાવર**—મુંબઇ ઇલાકાનું સૌથી દક્ષિણનું બંદર છે. અહીંથી ગેરસપ્પાનો ધોધ જોવા જવાય છે.

## રત્નાગિરિ જિલ્લો.

**સામાન્ય વર્ણન**—પાછળ જણાવ્યા પ્રમાણે કોકણના પ્રદેશમાં દરીઆ કિનારાપર આવેલી એક સાંકડી પટી જેવો આ જિલ્લો છે. તેની પૂર્વ સરહદ પર સહ્યાદ્રિ પર્વત અને પશ્ચિમ સરહદ પર અરબી સમુદ્ર આવેલો છે. આ જિલ્લામાં સૌથી વધારે વરસાદ પડે છે. જિલ્લામાં કેટલીક નાની નાની નદીઓ છે. કેટલાક ભાગમાં જંગલો છે, ત્યાં ઝેરી સાપ દીઠામાં આવે છે. દરીઆ કિનારે નાળિએર અને સોપારી

સારાં થાય છે, આ જિલ્લામાં રેલવે બીલકુલ નથી. ધંધો રોજગાર બંદરો મારફતે ચાલે છે.

આ જિલ્લાના **દાપોલી**, **ખેડ**, **સંગમેશ્વર** અને **રાજાપુર** ગામોમાં ઉના પાણીના ઝરા છે.

## જાણવા લાયક સ્થળો.

**રત્નાગિરિ**—જિલ્લાનું મુખ્ય શહેર અને બંદર છે. અહીં દરીઆમાંથી માછલાં પકડવાનું કામ ચાલે છે.

**માલવણ**—જિલ્લામાં સૌથી મોટું અને જાણીતું બંદર છે. આ બંદરના એક ટાપુ પર સીંહગઢ નામનો કિલ્લો બાંધેલો છે.

**બેંગુર્લા**—અગત્યનું બંદર છે. અહીંથી બેલગામ જિલ્લાનો બધો માલ ચઢે છે. અહીં કાજુ પુષ્કળ થાય છે.

## કોલાબા જિલ્લો.

**સામાન્ય વર્ણન**—ઉત્તર વિભાગના થાણા જિલ્લાની દક્ષિણે અને રત્નાગિરિ જિલ્લાની ઉત્તરે દરીઆ કિનારા પર આવેલો છે. આ જિલ્લો આપણા થાણા જિલ્લાને ઘણી રીતે મળતો આવે છે. બંને દરીઆકિનારે આવેલા છે. બંનેની પૂર્વ તરફ સહ્યાદ્રિ આવેલો છે. બંનેનો મુખ્ય પાક ડાંગર છે. બંનેમાં વરસાદ પુષ્કળ પડે છે. આ જિલ્લામાં પણ રત્નાગિરિની માફક માછલાં પકડવાનો, મીઠું પકવવાનો અને કાથાનાં દોરડાં બનાવવાનો ધંધો ચાલે છે.

## જાણવા લાયક સ્થળો.

**અલીબાગ**—જિલ્લાનું મુખ્ય ગામ અને બંદર છે. અહીં સરકારી વેધ શાળા છે. અલી નામના મુસલમાને અહીં ઘણા કુવા બંધાવી આપ્યા હતા, તેથી તેનું નામ અલીબાગ પડયું છે.

**માથેરાન**—સહ્યાદ્રિ પર્વત ઉપર હવાખાવાનું સ્થળ છે. અહીં સુધી એક નાના માપની ગાડી જાય છે, તેથી ઉનાળામાં ઘણા લોકો ત્યાં હવાખાવા જાય છે.

## દેશી રાજ્યો.

### કોલ્હાપુર.

રત્નાગિરિ અને બેલગામ જિલ્લાની વચ્ચે આવેલું કોલ્હાપુરનું દેશી રાજ્ય મોટામાં મોટું છે.

મરેઠી રાજ્ય સ્થાપનાર મહાન શિવાજીના મરણ પછી તેના રાજ્યની બે શાખાઓ હતી. મોટો કુંવર સતારામાં અને નાનો કુંવર કોલ્હાપુરમાં અમલ ચલાવતા હતા. આજે પણ કોલ્હાપુરના મહારાજા શિવાજીના નાના કુંવરના વંશમાં ઉતરી આવેલા છે. આ રાજ્યની પશ્ચિમ તરફ સહ્યાદ્રિ પર્વત અને તેની ઉપર ઘાડાં જંગલો આવેલાં છે. આ જંગલોમાં સાગ સારો થાય છે. પૂર્વ તરફનો મુલક વધારે ફળદ્રુપ છે. આ રાજ્યમાં શેરડીમાંથી ગોળ બનાવી તેના રવા બાંધી બહારગામ મોકલવામાં આવે છે. મુખ્ય પાક ડાંગર, જુવાર, રૂ, શેરડી, તેલીબીઆં, તમાકુ અને મરચાં છે. ઊન અને સુતરનું જાડું કાપડ અને માટીનાં વાસણ અહીં સારાં બને છે. આ રાજ્યમાં થઇને સધર્ન મરાઠા રેલવે જાય છે. તેમાંથી કોલ્હાપુર સુધી રાજ્યની રેલવે છે.

**કોલ્હાપુર**—રાજધાનીનું શહેર છે. રાજાએ પોતાના રાજ્યમાં કેટલાક સુધારા દાખલ કર્યા છે. અહીં દેખરેખ માટે મુંબઇના ગવર્નર તરફથી રેસિડેન્ટ રહે છે.

## દક્ષિણ મરાઠા જાગીર.

મધ્ય વિભાગની માફક આ વિભાગમાં પણ મરેઠી રાજાઓએ પોતાના સરદારોને આપેલી જાગીરો છે, અને હાલમાં તે જાગીરો તેમના વંશજોના તાબામાં છે. આ જાગીરો 'દક્ષિણ મરાઠા જાગીર' ના નામથી ઓળખાય છે. તેમાંની છ જાગીરો પટવર્ધન વંશના બ્રાહ્મણ રાજ્યકર્તાના તાબામાં છે.

**સાંગલી, મીરજ–વડીશાખા, અને નાની શાખા-કુરૂંદવાડ–વડીશાખા અને નાનીશાખા અને જમખિંડી.** આમાંની પહેલી પાંચ કોલ્હાપુરની ઈશાનમાં અને છેલ્લી બેલગામ જિલ્લાની પૂર્વે આવેલી છે. આ જાગીરોમાં સાંગલી મોટી છે, અને ત્યાં શેરડીનો પાક વધુ હોવાથી ગોળ સારો થાય છે. મીરજમાં સારંગી, તંબુરા વગેરે વાજીંત્રો સારાં બને છે. આ રાજ્યો પર દેખરેખ રાખવાનું કામ કોલ્હાપુરના રેસિડેન્ટનું છે.

આ સિવાય **રામદુર્ગ**ની જાગીર નાની છે, અને તે બેલગામની પૂર્વમાં આવેલી છે. ત્યાંના રાજા ભાવે વંશના બ્રાહ્મણ છે. **મુધોળ**ની જાગીર ભોંસલે વંશના મરાઠા રાજકર્ત્તાના તાબામાં છે.

## બીજાં રાજ્યો.

**જત અને ડફલાપુર**—બેલગામની ઉત્તરે આ બે જાગીરો આવેલી છે.પહેલાં ડફલાપુરની જાગીર જુદી ગણાતી હતી, પણ હાલમાં તેને જત સાથે જોડી દેવામાં આવી છે. આ જાગીરોના સરદાર મરાઠા છે. અહીં સુરોખાર અને લોઢું જડે છે. આની ઉપર બેલગામના કલેકટરની દેખરેખ છે.

**સાવનુર**—મુસલમાની રાજ્ય છે, અને તે ધારવાડ જિલ્લામાં આવેલું છે. અહીંના પોલિટિકલ એજન્ટ ધારવાડ જિલ્લાના કલેકટર છે.

**સાવંતવાડી**—રત્નાગિરિ જિલ્લાની દક્ષિણે અને પોર્ટુગીઝના ગોવા રાજ્યની ઉત્તરે આવેલું છે. આ રાજ્ય ભોંસલે કુળના મરાઠા સરદારના હાથમાં છે. આ રાજ્યની પૂર્વમાં સહ્યાદ્રિ પર્વત આવેલો છે. તેની ઉપરનાં જંગલોમાં સીસમ, ખેર, અને સાગનાં ઝાડ પુષ્કળ થાય છે. આ પ્રદેશ ઘણો સુંદર હોવાથી તે વાડી નામથી પણ ઓળખાય છે.

**જંજીરા**—અરબીભાષામાં જંજીરાનો અર્થ ટાપુ થાય છે. કોલાબા જિલ્લાના કલેકટરની દેખરેખ હેઠળનું આ રાજ્ય કોલાબા જિલ્લાની પશ્ચિમે દરીઆ કિનારા પર આવેલું છે. રાજા સીધી જાતના મુસલમાન છે. જંજીરાની રાજધાની **પુરૂદ** છે, અને તેની સામેનો બેટ જંજીરા કહેવાય છે.

---

## સ્વતંત્ર મુલક.

આપણે ઉત્તર વિભાગમાં પોર્ટુગીઝ લોકોનાં સંસ્થાન **દીવ** અને **દમણની** હકીકત શીખી ગયા. પોર્ટુગીઝ લોકોનું ત્રીજું સંસ્થાન **ગોવા** છે, અને તે દક્ષિણ વિભાગમાં દરીઆ કિનારે બેલગામ જિલ્લાની પશ્ચિમે અને કાનડા જિલ્લાની ઉત્તરે આવેલું છે. નકશામાં આ સંસ્થાનોની હદ લીલા રંગથી બતાવવામાં આવી છે. ગોવામાં પોર્ટુગીઝ ગવર્નર જનરલ રહે છે. તેના રાજ્યમાં પોતાની સ્વતંત્ર રેલવે છે. તે પોર્ટુગીઝ રેલવે કહેવાય છે. રાજધાનીનું શહેર **ગોવા** છે. દરીઆ કિનારે ગોવા બંદર છે. આપણામાં કહેવત છે કે "દીવ, દમણ ને ગોવા, પોર્ટુગીઝને જોવા."

# સિંધ વિભાગ.

**સીમા**—તમે મુંબઇ ઇલાકાના નકશા તરફ જોશો, તો જણાશે કે સૌથી ઉત્તરમાં જે મુલક આવેલો છે તે સિંધ વિભાગ છે. તેની ઉત્તરે બલુચિસ્તાન ને પંજાબ, દક્ષિણે અરબી સમુદ્ર અને કચ્છનું રણ, પૂર્વે રજપુતાનાનું મોટું રણ અને પશ્ચિમે બલુચિસ્તાન આવેલાં છે.

સિંધ દેશ અત્યાર સુધી તમે શીખી ગએલા બીજા દેશો કરતાં દરેક બાબતમાં જુદો પડે છે. ત્યાંની કુદરતી રચના, લોકોની ભાષા, તેમનો પહેરવેશ અને રીતરિવાજ વગેરે જુદા પ્રકારનાં છે.

આ દેશની પશ્ચિમે **હાલા** પર્વત આવેલો છે, તેથી તે ભાગ ડુંગરાળ પ્રદેશ છે. ત્યાં ઘાસ ચારો પુષ્કળ થાય છે, તેથી ભરવાડ લોકો ત્યાં ઘેટાં ચરાવે છે. પૂર્વ તરફ મોટું રેતીનું મેદાન છે. દક્ષિણ ભાગ નીચો અને ખારવાળો છે, તેથી ત્યાંની હવા રોગિષ્ઠ છે. સિંધુ નદીની આસપાસની જમીન નદીનો કાંપ ઠરવાથી ફળદ્રુપ બનેલી છે, અને ત્યાં ખેતી સારી થાય છે.

**નદી**—સિંધ વિભાગમાં મોટામાં મોટી નદી **સિંધુ** છે. તે હિંદુસ્તાનની ઉત્તરે આવેલા હિમાલય પર્વતના કૈલાસ શિખરની નજીકમાંથી નીકળી કાશ્મીર અને પંજાબમાં થઈ સિંધમાં દાખલ થાય છે.

સિંધુ નદી અરબી સમુદ્રને મળવા જાય છે, ત્યારે તેના ઘણા ફાંટા પડી જાય છે અને ત્યાં પુષ્કળ કાંપ ઠરી જાય છે. આવા મુખ આગળના બે ફાંટાની વચ્ચેના ત્રિકો-

ત્રુકાર પ્રદેશને ડેલ્ટા કહે છે. સિંધુ નદીના આવા ડેલ્ટાનો વિસ્તાર ખેડા જિલ્લાથી બમણો મોટો છે ! ડેલ્ટાની જમીન ખેતીને માટે ઘણી સારી છે.

સિંધમાં ફક્ત નીચેની સરહદ પર થોડા ભાગમાં અરબી સમુદ્ર આવેલો છે. બાકીના દક્ષિણ અને પૂર્વમાં રણ આવેલું હોવાથી ત્યાં વરસાદ ઘણોજ થોડો પડે છે. ચોમાસાની ઋતુમાં પણ ત્યાં વગર છત્રીએ ફરી શકાય છે. અહીં ઉનાળામાં રેતી ઘણી તપે છે, તેથી તાપ પુષ્કળ લાગે છે. શિઆળામાં ઠંડી પણ વધારે લાગે છે. તેવીજ રીતે દહાડે અને રાત્રે પણ હવામાં પુષ્કળ ફેરફાર માલમ પડે છે. કેટલીક વખતે રેતીના વંટોળીઆ એવા થાય છે કે જ્યાં મેદાન હોય ત્યાં રેતીનો મોટો ટેકરો થઇ જાય છે. જેકોબાબાદમાં સૌથી વધારે ગરમી પડે છે.

**વનસ્પતિ**—સિંધ વિભાગમાં બીજા વિભાગો જેવાં ઇમારતી લાકડાં જંગલોમાં થતાં નથી. ત્યાં સૌથી વધારે ઝાડ બાવળનાં દીઠામાં આવે છે. બાવળનાં બીઆં ઢોરને ખવડાવવામાં, એની છાલ ચામડું કમાવવામાં, એનાં પાંદડાં ઊંટ અને બકરાંને ખાવામાં તથા લાકડાં બાળવાના કામમાં આવે છે. ઉનાળાની ઋતુમાં ઉત્પન્ન થતો મેવો–ખારેક, કેળાં, કેરી, નારંગી, દાડમ, અંજીર, શેતુર, તડબુચ–વગેરે પુષ્કળ થાય છે.

આ વિભાગનો મુખ્યપાક ડાંગર, ઘઉં, કપાસ, જુવાર, બાજરી અને તેલીબીઆં છે. મિસર અથવા ઇજીપ્ત નામના દેશમાંથી કપાસનાં બી મંગાવી તે કપાસ અહીં વાવવામાં આવે છે. તેને ઈજિપ્શીઅન કપાસ કહે છે. તે સિંધમાં સારો

થાય છે. આ દેશ સુંદર શેરંજીઓ, માટીનાં વાસણ તથા ચામડાની વસ્તુઓ માટે પ્રખ્યાત છે. વેપારનું મુખ્ય મથક કરાંચી છે. સિંધુ નદીમાં આગઓટો આવતી હોવાથી આ બંદર મારફતે ઘઉં, ચોખા, ઊન, ચામડાં વગેરે પરદેશ મોકલાય છે.

**વસ્તી**—સિંધ દેશ ઉત્તર વિભાગ કરતાં સાડા ત્રણ ઘણો મોટો છે. છતાં વસ્તી આપણા વિભાગ કરતાં પણ કંઈક ઓછી ૩૩ લાખ છે. સિંધી લોકો શરીરે કદાવર અને મજબુત છે. વસ્તીનો પોણો ભાગ મુસલમાનો છે, અને બાકીના પા ભાગ હિંદુઓ છે. હિંદુ અને મુસલમાનોનો પહેરવેશ સરખો હોવાથી ઓળખવા મુશ્કેલ પડે છે. આ વિભાગની સિંધી અને બલુચી બે મુખ્ય ભાષાઓ છે.

અમદાવાદથી સિંધમાં જવાની સીધી લાઇન એક પણ નથી. અહીંથી ત્યાં જવા માટે પ્રથમ રજપુતાનાના મારવાડ જંકશન થઇ ત્યાંથી આગળ જવાય છે.

**ઇતિહાસ**—સિંધમાં પ્રથમ હિંદુ રાજાઓનું રાજ્ય હતું. મુસલમાનો આ દેશપર ચઢી આવ્યા ત્યારે સૌથી પ્રથમ ચઢાઇ ઇ. સ. ૭૧૨ માં સિંધ ઉપર થઈ હતી. ત્યારબાદ વધુ ચઢાઇઓ ખૈબરઘાટને રસ્તે સિંધ ઉપર થતાં ત્યાં તેમની વસ્તી વધવા લાગી. ઇ. સ. ૧૮૪૨ માં તે અંગ્રેજોના હાથમાં આવ્યું.

સિંધ બીજા વિભાગો કરતાં સુધારામાં પાછળ છે, તેથી ત્યાંના કમિશનરને બીજા વિભાગોના કમિશનર કરતાં કંઇક વધુ સત્તાઓ આપેલી છે. ગવર્નરને પૂછયા સિવાય એ કેટલીક બાબતોમાં પોતાની મરજી મુજબ વર્તી શકે છે. સિંધના સાત જિલ્લાઓ પાડવામાં આવ્યા છે. તેમાંના

સિંધની ઉપલી સરહદના મુલકનો ઉપરી કલેકટર નહિ પણ ડેપ્યુટિ કમિશનર કહેવાય છે, અને તેને બીજા જિલ્લાઓની માફક સામાન્ય નિયમો લાગુ પડતા નથી. સિંધના વિભાગી કમિશનરને રહેવાનું સ્થાન **કરાંચી છે.**

**જિલ્લાઓ—૧ કરાંચી, ૨ હૈદ્રાબાદ, ૩ થરપારકર, ૪ સક્કર, ૫ લારખાના, ૬ નવાબશાહ, ૭ સિંધની ઉપલી સરહદનો મુલક.**

### કરાંચી જિલ્લો.

**સામાન્ય વર્ણન**—સિંધની પશ્ચિમે દરીઆ કિનારા પર આવેલો સિંધુ નદીના મુખવાળો ભાગ કરાંચી જિલ્લો છે. આ જિલ્લાની પશ્ચિમનો ભાગ વેરાન અને પહાડને લીધે ખરબચડો છે, તેથી ત્યાં વસ્તી ઓછી છે. નદીના મુખ આગળનો મુલક નીચો અને ભેજવાળી હવાવાળો છે.

### જાણવા લાયક સ્થળો.

**કરાંચી**—જિલ્લાના મુખ્ય શહેર અને સિંધ વિભાગની રાજધાનીનું શહેર છે.

મુંબઇ ઇલાકામાં પહેલા નંબરનું બંદર મુંબઈ છે, અને બીજા નંબરનું બંદર કરાંચી છે.આ બંદરેથી સિંધ, પંજાબ અને ઉત્તર હિંદના બીજા ભાગોની આયાત અને નિકાશ થાય છે. વર્ષે દહાડે રૂપીઆ ૩૦ કરોડનો વેપાર આ બંદર મારફતે ચાલે છે ! આ બંદરેથી ઘઉં, અનાજ અને તેલીબીઆં પરદેશ ચઢે છે.

**ઠઠ્ઠા**—ગુજરાતનો મુસલમાન રાજા અહીંના રાજાની છોકરી બીબી મુગલી સાથે પરણ્યો હતો, અને તેનાથી તને મહમદ નામનો પુત્ર થયો હતો, જે મહમદ બેગડાને નામે પ્રખ્યાત છે.

## હૈદ્રાબાદ જિલ્લો.

**સામાન્ય વર્ણન**—કરાંચી જિલ્લાની પૂર્વમાં આ જિલ્લો આવેલો છે. સિંધ વિભાગમાં આ જિલ્લો સૌથી વધારે અગત્યનો છે. સિંધની તમામ રેલવેઓ હૈદ્રાબાદ સાથે જોડાએલી છે. આ જિલ્લાની જમીન સપાટ છે. નહેરોની સગવડ ઘણી સારી છે. હૈદ્રાબાદ જિલ્લામાં સુંદર શેતરંજીઓ, રેશમી અને સુતરાઉ કાપડ, માટીનાં વાસણુ અને ચામડાની વસ્તુઓ તથા સોના રૂપા ઉપરનું કોતરણી કામ ઘણું સરસ થાય છે.

### જાણવા લાયક સ્થળો.

**હૈદ્રાબાદ**—સિંધુ નદીના પૂર્વ કિનારા પર ત્રણ માઇલ છેટે આવેલું છે. સિંધના મુસલમાની સમયમાં તે રાજધાનીનું શહેર હતું. રેલવેનું જંકશન હોવાથી તે વેપારનું અગત્યનું સ્થાન છે. અહીં રૂપાની કારીગરીની ચીજો તથા લાખનું કામ સારૂં થાય છે.

## થરપારકર જિલ્લો.

**સામાન્ય વર્ણન**—હૈદ્રાબાદ જિલ્લાની પૂર્વમાં થર અને પારકર જિલ્લો આવેલો છે. આ જિલ્લાનો પૂર્વ અને મધ્યનો ભાગ રણનો ભાગ હોવાથી વસ્તી ઓછી છે. આ સ્થળમાં જોતજોતામાં રેતીના મોટા ડુંગર થઇ જાય છે. અહીં ઊનની ધાબળીઓ, શેતરંજીઓ અને ચામડાની જણસો સારી બને છે.

### જાણવા લાયક સ્થળો.

**મીરખાસપુર**—જિલ્લાનું મુખ્ય શહેર છે.

**ઉમરકોટ**—દિલ્હીના મહાન અકબર પાદશાહનો અહીં ઇ. સ. ૧૫૪૨ માં જન્મ થયો હતો.

## સક્કર જિલ્લો.

**સામાન્ય વર્ણન.**—થરપારકર જિલ્લાની ઉત્તરે ખરપુરનું દેશી રાજ્ય છે, અને તેની ઉત્તરે આવેલો જિલ્લો હાલમાં સક્કર જિલ્લો કહેવાય છે. ઇ. સ. ૧૯૦૧ સુધી આ શિકારપુર જિલ્લો ગણાતો હતો, પણ ત્યારથી આમાંથી સાત તાલુકા અને કરાંચી જિલ્લામાંથી ૩ તાલુકા લઇ નવો લારખાના જિલ્લો પાડવામાં આવ્યો અને બાકીના ભાગને સક્કર નામ આપવામાં આવ્યું. આ જિલ્લાના સક્કર આગળ સિંધુ નદીનો મોટો બંધ બાંધવાને લીધે એની અગત્ય વધી છે.

### જાણવા લાયક સ્થળો.

**સક્કર**—સિંધુ નદીના પૂર્વ કિનારા પર વેપારનું અગત્યનું શહેર છે. નદીની સામે કિનારે રોહરી છે. સક્કરથી રોહરી સુધી નદી ઉપર પૂલ બાંધેલો છે. સક્કર અને રોહરી વચ્ચે નદીના પટમાં બક્કર નામનો ટાપુ છે.

**શિકારપુર**—અસલ શિકારપુર જિલ્લાનું મુખ્ય શહેર હતું. એ ગામઠી કાપડ અને શેતરંજીને માટે પ્રખ્યાત હોઇ વેપારનું સારૂં મથક છે.

## લારખાના જિલ્લો.

**સામાન્ય વર્ણન**—સક્કર જિલ્લાની પશ્ચિમે આવેલો છે. આ જિલ્લાની ખેતીનો આધાર સિંધુ નદીની નહેરો ઉપર છે. અહીં ડાંગર, ઘઉં, જુવાર, રૂ, સરસવ અને તમાકુ મુખ્ય પાક તરીકે સારાં છે.

### જાણવા લાયક સ્થળો.

**લારખાના**—આપણા ઉત્તર વિભાગના સુરત શહેર જેવા અહીંના લોકો સહેલાણીઓ છે. અહીં બાગબગીચા પુષ્કળ છે. શહેર ગરમ અને સુતરાઉ કાપડ તથા પિત્તળના વાસણ માટે પ્રખ્યાત છે.

**સેવાન**—ગ્રીસ દેશના રાજા સિકંદરના સમયનો જુનો કિલ્લો છે.

## નવાબશાહ જિલ્લો.

**સામાન્ય વર્ણન**—આ જિલ્લો લારખાના જિલ્લાની પૂર્વમાં અને ખૈરપુરના દેશી રાજ્યની પશ્ચિમમાં આવેલો છે. ઇ. સ. ૧૯૧૨ માં આ નવો જિલ્લો પાડવામાં આવ્યો છે. આ જિલ્લાની પશ્ચિમ દિશામાં સિંધુ નદી આવેલી હોવાથી પૂર્વ કરતાં પશ્ચિમ ભાગ વધારે ફળદ્રુપ છે. આ જિલ્લાના મધ્ય ભાગમાં થઇને રેલવે જાય છે, તે દ્વારા ઉત્તરમાં પેશાવર સુધી અને દક્ષિણમાં કરાંચી સુધી જઇ શકાય છે.

### જાણવા લાયક સ્થળો.

**નવાબશાહ**—જિલ્લાનું મુખ્ય શહેર છે.

**શાહદાદપુર**—રેલવે નજીક આવવાથી વેપારનું મુખ્ય સ્થળ છે.

## સિંધની ઉપલી સરહદનો મુલક.

**સામાન્ય વર્ણન**—આ જિલ્લાના નામ ઉપરથી તે ક્યાં આવેલો હશે, તેનું સહજ અનુમાન થઇ શકે છે. જિલ્લો સિંધને મથાળે અને મુંબઇ ઇલાકામાં દાખલ થવાનું ઉત્તરનું નાકું છે. આ જિલ્લાની રેતાળ જમીનમાં તાપ પુષ્કળ પડે છે. ઉનાળામાં સૌથી વધારે ગરમી અહીં પડે છે. અહીં તડબુચ અને ખરબુચ ઘણાં થાય છે.

### જાણવા લાયક સ્થળો.

**જેકબાબાદ**—અસલ આ સ્થળે ખાનઘર નામનું શહેર હતું, પણ પાછળથી જેકબ નામના સાહેબના નામ ઉપરથી જેકબાબાદ કહેવાય છે. આ શહેર મુંબઇ ઇલાકામાં સૌથી ઉત્તરમાં આવેલું છે. અહીં લશ્કરી થાણું છે. ઉનાળામાં તાપ સખત પડે છે.

## દેશીરાજ્ય.

**ખૈરપુર**—સિંધમાં આ એક જ મુસલમાની દેશી રાજ્ય છે,અને તે સક્કર જિલ્લાની દક્ષિણમાં આવેલું છે. આ રાજય ઉપર સક્કર જિલ્લાના કલેકટર પોલિટિકલ એજન્ટ તરીકેની દેખરેખ રાખે છે. આ રાજ્યની ઘણીખરી જમીનમાં રેતીના ડુંગરોજ દેખાય છે, તેથી વસ્તી ઘણી ઓછી છે. અહીં હાથીદાંતનું કામ, તરવાર, લાખનાં રમકડાં અને શેતરંજીઓ સારી થાય છે. મુખ્ય પેદાશ તરીકે સુરોખાર, ઘી, તમાકુ, ગળી, ઊન, તેલીબીઆં અને અનાજ છે.

**ખૈરપુર**—આ રાજ્યની રાજધાનીનું નગર છે.

—•—



# હિંદુસ્તાન

છોકરાઓ, આપણા દેશનું નામ હિંદુસ્તાન છે. તમો મુંબઈ ઈલાકાની ભૂગોળ શીખી ગયા. હિંદુસ્તાન દેશમાં મુંબઇ ઇલાકા જેવા બીજા ઘણા ઇલાકા તથા દેશી રાજ્યો આવેલાં છે. આ બધાનો સમાવેશ હિંદુસ્તાનમાં થાય છે. જે દેશમાં આપણે રહેતા હોઇએ તે દેશની સંપૂર્ણ હકીકત આપણે જાણવી જોઇએ.

હિંદુસ્તાન દુનીઆમાં એક સારામાં સારો દેશ છે. મનુષ્યને આ જીવન નિભાવવાને માટે મુખ્ય બે વસ્તુની જરૂર છે. ખોરાક અને પોશાક. આપણા દેશમાં દરેક જાતનાં અનાજ, દરેક જાતની વનસ્પતિ, દરેક જાતનાં ફળફૂલ તથા ઉંચી જાતનો કપાસ, રૂ અને રેશમ થાય છે.

એક વખત એવો હતો કે દુનીઆમાં ઉંચામાં ઉંચી જાતનું કાપડ અહીં બનતું હતું, અને તે દુનીઆના દરેક દેશમાં જતું હતું. વિદ્યાકાળમાં પણ આપણો દેશ ઘણો આગળ હતો. હાલની નવી શોધો જોઇ આપણે નવાઇ પામીએ છીએ, પરંતુ આપણા પ્રાચીન પુસ્તકભંડારો તપાસતાં આ સર્વ હકીકત મળી આવે છે.

હિંદુ, બૌદ્ધ, જૈન જેવા મોટા ધર્મોની ઉત્પત્તિ પણ આ દેશમાં જ થએલી છે. હિંદુઓના મોટામાં મોટા ધર્મ પુસ્તક વેદને અત્યારે દુનીઆના ઘણા લોકો પ્રાચીન પુસ્તક તરીકે અને પ્રમાણભૂત ગ્રંથ તરીકે સ્વીકારે છે. હિંદુસ્તાનમાં હિમાલય જેવા સર્વશ્રેષ્ઠ પર્વતો આવેલા છે. સિંધુ, ગંગા, અને જમના જેવી પવિત્ર નદીઓ આ દેશમાં વહે છે. ગૌતમ, રામ, કૃષ્ણ, ભીમ જેવા ધર્માત્માઓ અને હરિશ્ચંદ્ર,

વિક્રમ અને અકબર જેવા મહાન રાજાઓ, અને સીતા, અને અહલ્યા જેવી સતી સ્ત્રીઓ આ દેશમાં થઇ ગએલી છે. કાશ્મીર જેવા સ્વર્ગના બગીચા સમ દીસતા રમ્ય પ્રદેશો, તાજમહાલ, દીવાનેઆમ અને દીવાનેખાસ જેવાં જોવાલાયક સુંદર સ્થળો આ દેશમાં આવેલાં છે. ટુંકામાં દુનીઆમાંની દરેક જાતની હવા, વનસ્પતિ અને પ્રાણીઓની સગવડ આ દેશને પ્રભુએ આપેલી છે.

આપણે ઈશ્વરનો ઉપકાર માનવો જોઇએ, કે આવા સુંદર દેશમાં આપણો જન્મ થએલો છે. એ દેશની ચઢતી શી રીતે થાય તેનો અહોનિશ આપણે પ્રયત્ન કરવો જોઇએ અને આપણે તેની તન, મન, ધનથી બનતી સેવા કરવા સદા તત્પર રહેવું જોઇએ.

અસલ આર્યજાત મધ્ય એશિયામાં રહેતી હતી. ત્યાં વસ્તી એટલી બધી વધી ગઇ કે ત્યાં તેમનો સમાવેશ થઇ શકયો નહિ તેથી એક ટોળી પશ્ચિમ તરફ યુરોપમાં ગઈ અને બીજી આ દેશ તરફ આવી. રસ્તામાં આવતાં સિંધુ નદીના નામ ઉપરથી તેઓ હિંદુઓ કહેવાયા અને તેમના રહેઠાણનું નામ હિંદુસ્તાન પડયું. હાલમાં હિંદુસ્તાનમાં હિંદુઓ ઉપરાંત મુસલમાનો, પારસી, ખ્રિસ્તી, યાહુદી વગેરે અનેક જાતો વસે છે.

**સીમા**—હિંદુસ્તાન એક ત્રિકોણાકાર દ્વીપકલ્પ છે. તેની ઉત્તરે હિમાલય, કારાકોરમ અને હિંદુકુશ પર્વતો આવેલા છે. પશ્ચિમે સુલેમાન અને હાલા પર્વત અને અરબી સમુદ્ર આવેલો છે. દક્ષિણે હિંદી મહાસાગર તથા પૂર્વે બંગાળી ઉપસાગર તથા હિંદીચીન આવેલાં છે. આ પ્રમાણે કુદરતી રીતે હિંદુસ્તાનનું ચોમેરથી રક્ષણ થએલું છે.

**વિસ્તાર**—હિંદુસ્તાન દેશ આપણા મુંબઇ ઇલાકાથી દશગણો અને આપણા ઉત્તર વિભાગથી ૬૦ ગણો મોટો છે. તેનું ક્ષેત્રફળ ૧૮ લાખ ચોરસમાઈલ છે. છેક ઉત્તરમાં આવેલા કાશ્મીરથી દક્ષિણમાં આવેલી કન્યાકુમારી ભૂશિર સુધી તેની લંબાઇ ૨૦૦૦ માઇલ અને પૂર્વ પશ્ચિમ પહોળાઇ ૨૫૦૦ માઇલ છે.

**પર્વતો—**

**હિમાલય**—( હિમ=બરફ+આલય=સ્થાન ) આખી દુનીઆમાં ઉંચામાં ઉંચો પર્વત કાશ્મીરથી આસામ સુધી ઉત્તરે આવેલો છે. તેની લંબાઈ ૧૫૦૦ માઇલ અને પહોળાઇ ૧૮૦ થી ૨૨૦ માઇલ સુધી છે. એનું સૌથી ઉંચું શિખર ગૌરીશંકર અથવા એવરેસ્ટ ૨૯૦૦૨ ફુટ ઉંચું છે. તે સિવાય ધવલગિરિ, કાંચનગંગા અને કૈલાસ શિખરો પણ છે. હિમાલય પર્વતને લીધે ઉત્તરમાંથી કોઇપણ દુશ્મન આ દેશપર ચઢી આવતો નથી, તેમજ તેને લીધે ઉત્તર હિંદમાં વરસાદ ઘણો સારો થાય છે. હિમાલય પર્વત ઉપર આખી દુનીઆની વનસ્પતિ તેમજ જનાવરો દીઠામાં આવે છે.

**કારાકોરમ** અને **હિંદુકુશ** એ હિમાલયના ફાંટાઓ છે. **સુલેમાન** અને **હાલા** આ બે પર્વતો પશ્ચિમ સરહદ પર આવેલા છે. આ બે પર્વતો હિંદુસ્તાનને બલુચિસ્તાન તથા અફઘાનિસ્તાનથી જુદા પાડે છે. સરહદપર આવેલા ખબરઘાટ અને બોલનઘાટ હિંદુસ્તાનમાં દાખલ થવાના માર્ગો છે. **શિવાલિક** હિમાલયની દક્ષિણમાં ગંગા અને બિઆસ નદીઓની વચ્ચે આવેલો નીચો પર્વત છે. તેમાંથી અસલનાં પ્રાણીઓનાં હાડકાં મળી આવે છે. **વિંધ્યાચળ** અને **સાતપૂડા** મધ્યમાં આવેલા છે. **પૂર્વઘાટ** અને **પશ્ચિમઘાટ**

વિંધ્યાચળની દક્ષિણે ઉત્તર દક્ષિણ આવેલા છે. આ બે પર્વતોના જોડાણ આગળ **નીલગિરિ** નામનો પહાડ છે. **પતકોઈ** બ્રહ્મદેશમાં આવેલો છે.

**નદીઓ**--હિમાલય પર્વતમાંથી ઘણી નદીઓ નીકળે છે. તેમાં ગંગા, જમના, સિંધુ અને બ્રહ્મપુત્રા મુખ્ય છે.

**ગંગા**—હિમાલયના ગંગોત્રી શિખરમાંથી નીકળી બંગાળી ઉપસાગરને મળે છે. તેની લંબાઇ ૧૫૦૦ માઇલ છે. હિંદુલોકો આ નદીને ઘણી પવિત્ર માને છે. તેના ઉપર ઘણાં જાત્રાનાં ઠેકાણાં આવેલાં છે, તેમાં **કાશી** મુખ્ય છે.

**જમના**--હિમાલયના જન્મોત્રી શિખરમાંથી નીકળી અલાહાબાદ આગળ ગંગાને મળે છે. આ નદી પણ પવિત્ર મનાય છે. આ બંને નદીઓમાંથી નહેરો મારફતે ઉત્તર હિંદુસ્તાનમાં ખેતીને માટે પાણી પુરૂં પાડવામાં આવે છે.

**બ્રહ્મપુત્રા**—આ પણ હિમાલયમાંથી નીકળી તિબેટ તરફ વહી બંગાળી ઉપસાગરને મળે છે. તેની લંબાઇ ૧૮૦૦ માઇલ છે. દરીઆ આગળ ગંગા તથા બ્રહ્મપુત્રાના બનેલા ડેલ્ટાને **સુંદરવન** કહે છે.

**નર્મદા** અને **તાપી**—મધ્ય હિંદુસ્તાનની મુખ્ય નદીઓ છે, જેની હકીકત તમે શીખી ગયા છો.

**મહા, ગોદાવરી, કૃષ્ણા, કાવેરી** અને **તુંગભદ્રા** એ દક્ષિણની મુખ્ય નદીઓ છે. **ઈરાવતી** અને **સાલવીન** બ્રહ્મદેશની નદીઓ છે.

**સરોવર**—કાશ્મીરમાં **બુલર** સરોવર છે. રજપુતસ્તાનમાં આવેલું **સાંબર** સરોવર ખારા પાણીનું હોવાથી તેમાંથી મીઠું પકવવામાં આવે છે. ગોદાવરી અને કૃષ્ણાના મુખ વચ્ચે **કોલર** તથા મદ્રાસ ઇલાકામાં **ચિલ્કા** અને **પુલીકટ** ખારા પાણીનાં સરોવરો છે.

**કિનારો**—હિંદુસ્તાનનો કિનારો જોઇએ તેવો ખાંચા ખુંચીવાળો નથી. બીજા કિનારા કરતાં પશ્ચિમનો કિનારો સારો છે. જેની હકીકત તમે શીખી ગયા છો. પૂર્વકિનારે **બંગાળાનો ઉપસાગર** છે. પૂર્વ કિનારાનો દક્ષિણનો ભાગ **કોરોમંડળ** અને પશ્ચિમનો દક્ષિણનો ભાગ **મલબાર** કિનારો કહેવાય છે.

દક્ષિણમાં આવેલી **પાકની** સામુદ્રધુનિ હિંદુસ્તાનને લંકાથી જુદું પાડે છે. **કન્યાકુમારી** ભૂશિર જે છેક દક્ષિણની હદ પર આવેલી છે ત્યાં **રામનો સેતુ** આવેલો છે.

**આબોહવા**—હિંદુસ્તાન એક વિશાળ પ્રદેશ છે. તેમાં હિમાલય જેવા ઉંચા પર્વતો આવેલા હોવાથી દરેક જાતની હવા અહીં જોવામાં આવે છે. ડુંગરો, પર્વતો અને ઉચ્ચ પ્રદેશની હવા થંડી હોવાથી ઉનાળામાં લોકો ત્યાં જઇ વસે છે. હિમાલયની ઉપરના ભાગમાં હંમેશાં બરફ પડયો રહે છે, તેથી ત્યાંની હવા ઘણી ઠંડી છે. સિંધ, રજપુતાના અને પંજાબમાં વરસાદ ઓછો છે. આસામ તરફ ભેજવાળી હવાને લીધે વરસાદ પુષ્કળ પડે છે. આસામમાં આવેલા ચેરાપુંજીમાં દુનીઆમાં સૌથી વધારે વરસાદ પડે છે.

**વનસ્પતિ**—પાછળ કહ્યું તેમ હિંદુસ્તાનમાં દરેક જાતનાં હવાપાણી હોવાથી વિધવિધ જાતની વનસ્પતિ દીઠામાં આવે છે. **સાગ** દક્ષિણ અને બ્રહ્મદેશમાં થાય છે. દરીઆ કિનારે **નાળિએરી, સોપારી** વગેરે થાય છે. મ્હેસુરમાં **સુખડ**, હિમાલયમાં **દેવદાર** તથા બીજી વનસ્પતિઓ પુષ્કળ ઊગે છે. આસામ અને બ્રહ્મદેશમાં **ઇંડિઆ રબર** થાય છે. તે સિવાય **વડ, પીપળો, આમલી, આંબા, લીમડા, સીસમ** અને **વાંસ** દરેક સ્થળે થાય છે.

**જનાવરો**—મુંબઇ ઇલાકામાં કહેલાં જનાવરો ઉપરાંત હાથી બ્રહ્મદેશ અને મ્હૈસુરમાં થાય છે. બંગાળા, આસામ અને બ્રહ્મદેશમાં ગેંડા દીઠામાં આવે છે હિમાલયમાં કસ્તુરી મૃગ અને ચમરી ગાય થાય છે. કાશ્મીરમાં જે ઘેટાં થાય છે તેનું ઊન ઘણું વખણાય છે.

**લોકો અને ભાષા**—પાછળ કહ્યું તેમ હિંદુસ્તાનમાં **હિંદુ, જૈન, પારસી, મુસલમાનો, બૌદ્ધો, ખ્રિસ્તી અને યાહુદીઓ** વસે છે. હિંદુસ્તાનની વસ્તી ૩૫ કરોડની છે, તેમાં ૬૮ ટકા હિંદુ ધર્મ પાળનારા, ૨૨ ટકા મુસલમાની ધર્મ પાળનારા અને બાકીના બીજા ધર્મોના લોકો છે. આ સઘળા લોકોની નાની નાની ભાષાઓ જોવા જઇએ તો ભાષાની સંખ્યા ૨૨૨ થાય છે, પરંતુ એ બધાનો સમાવેશ **સંસ્કૃત, ઉર્દુ, દ્રાવિડી,** અને **બ્રહ્મી** ભાષામાં થાય છે. હાલ **અંગ્રેજી** ભાષા પણ વપરાય છે.

**ધંધો**—હિંદુસ્તાનના પોણા ભાગની વસ્તીનો મુખ્ય ધંધો ખેતીનો છે. એથી ઉતરતો ધંધો વણાટ કામનો છે. મિલોનો અને હાથથી વણાતા કાપડના ઉદ્યોગનો આમાં સમાવેશ થાય છે.

**ખેતીની પેદાશ**—હિંદુસ્તાનમાં દરેક જાતની હવા હોવાથી જુદી જુદી જાતની ખેતીની પેદાશ થાય છે. સામાન્ય અનાજ બધેજ ઠેકાણે પાકે છે. તે ઉપરાંત વધારામાં દરીઆ કિનારાની જમીનમાં વરસાદ વધારે પડતો હોવાથી ડાંગર, દક્ષિણની કાળી જમીનમાં રૂ, પંજાબમાં ઘઉં, બંગાળામાં શણ અને આસામમાં ચા પુષ્કળ થાય છે. અફીણ બિહાર અને માળવામાં થાય છે. નીલગિરિ પર્વત ઉપર બુંદ થાય છે.

**વેપાર અને તેના માર્ગો**—હિંદુસ્તાનનો કુલ વેપાર ૭–૮ અબજ રૂપીઆનો છે. તેમાં વધારે ભાગ ઈંગ્લાંડ જોડે અને બાકીનો બીજા દેશો સાથે છે. દરીઆ માર્ગનો બધો વેપાર કલકત્તા, મુંબઇ, રંગુન, મદ્રાસ, કરાંચી અને ચિતેગાંવ બંદરો મારફતે ચાલે છે. દેશમાં રેલવેઓ, કાચીપાકી સડકો અને નાનાં વહાણો મારફતે જા આવ થાય છે. દેશમાં તેમજ પરદેશની સાથેના સંબંધમાં તાર અને પોસ્ટ ખાતાંનો ફેલાવો દિનપરદિન વધતો જાય છે.

**નિકાશ**—રૂ, અનાજ, શણનું કાપડ, તેલીબીઆં, કાચું શણ, ચા, લાખ, ખુંદ, ઊન, ઘઉં વગેરે.

**આયાત**—સુતરાઉ તથા રેશમી કાપડ, ખાંડ, સાંચાકામ, લોખંડકામ, રેલવે સામાન, સુતર, કાગળ તથા કાચનું કામ, દારૂ, કોલસા, દવાઓ વગેરે.

## રાજકીય વિભાગ—

હિંદુસ્તાનના અંગ્રેજી રાજ્ય તરફથી નીચે પ્રમાણે વિભાગ પાડવામાં આવ્યા છે. દરેક વિભાગ ઉપર વાઇસરૅાયની દેખરેખ હેઠળ ગર્વનર યા તેની લાયકાતનો બીજો અધિકારી મૂકેલો હોય છે.

**ખાલસા મુલક**—૧ મુંબઇ ઇલાકો, ૨ મદ્રાસ ઇલાકો, ૩ કુર્ગ, ૪ અંદામાન અને નિકોબાર, ૫ બ્રહ્મદેશ, ૬ આસામ, ૭ બંગાળા ઇલાકો, ૮ બિહાર અને ઓરીસા, ૯ આગ્રા અને અયોધ્યાના સંયુકત પ્રાંતો, ૧૦ દિલ્હી પ્રાંત, ૧૧ પંજાબ, ૧૨ વાયવ્ય સરહદનો પ્રાંત, ૧૩ બલુચિસ્તાન, ૧૪ અજમેર–મ્હેરવાડા, ૧૫ મધ્યપ્રાંતો અને વરાડ.

**દેશી રાજ્યો**—૧ રજપુતાના એજન્સિ, ૨ મધ્ય હિંદુસ્તાન એજન્સિ, ૩ હૈદ્રાબાદનું રાજ્ય, ૪ મ્હેસુર.

**સ્વતંત્ર રાજ્યો**—હિમાલયની તળેટીમાં આવેલાં નેપાળ, ભુતાન તથા ફ્રેન્ચ અને ફીરંગી લોકોનાં સંસ્થાન છે.

**મોટાં શહેરો**—હિંદુસ્તાનમાં મુંબઈ, કરાંચી, મદ્રાસ, રંગુન, કલકત્તા, પટણા, અલાહાબાદ, બનારસ, કાનપુર, લખનૌ, ગયા, દિલ્હી, લાહોર, અમૃતસર, પેશાવર, અજમેર, નાગપુર, શ્રીનગર, હઇદ્રાબાદ, બેંગલોર, ઇંદોર વગેરે છે.

**રાજ્યવહીવટ**—

આપણે પાછળ શીખી ગયા કે હિંદુસ્તાન ઉપર અંગ્રેજ સરકારનું રાજ્ય છે. હાલના રાજા મહારાજા પાંચમા જ્યોર્જ છે. ઇંગ્લાંડમાં હિદુસ્તાનનો રાજ્ય ઉપર દેખરેખ રાખવા એક પ્રધાન નીમવામાં આવે છે તે હિંદીપ્રધાન કહેવાય છે. રાજાના પ્રતિનિધિ તરીકે હિંદુસ્તાનમાં વાઇસરૉય રાજ્ય ચલાવે છે. તે ગવર્નર જનરલ પણ કહેવાય છે. હિંદુસ્તાનની રાજ્યધાની હાલમાં **દિલ્હી** છે. વાઇસરૉય સાહેબ ઉનાળામાં સીમલામાં રહે છે. વાઇસરૉયને રાજ્ય કારભારમાં મદદ કરવા ઈલાકાની માફક કારભારી મંડળ હોય છે. તેમાં ૭ સભાસદો, લશ્કરી ખાતાનો વડો અને વાઇસરૉય પોતે એમ ૯ માણસો છે. ઈલાકાની ધારાસભાની માફક કાયદા બાંધનારી બે સભાઓ હોય છે.૧ વડી ધારાસભા અને ૨ રાજ્યસભા. પહેલી સભામાં ૧૪૦ સભાસદો છે. તેમાં પ્રજાના ૧૦૦ અને બાંકીના ૪૦ સરકારે નીમેલા સભા-

સદો છે. રાજ્યસભામાં ૬૦ સભાસદો છે. બંને સભામાં પાસ થયા વિના કોઈ પણ કાયદો પસાર થતો નથી. રાજ્ય સભાનું કામ વડી ધારાસભાએ મંજુર કરેલા ખરડા તપાસવાનું છે. આ બંને સભાએ પસાર કરેલા કાયદાને વાઇસરૉયની મંજુરી ન મળે તો તે અમલમાં મૂકાતા નથી.

આ પ્રમાણે વાઇસરૉય હિંદુસ્તાનનો કારભાર ચલાવે છે. વાઇસરૉયના હાથ નીચે ઈલાકાના ગવર્નરો અને તેમનાં કારભારી મંડળો હોય છે. તે જુદા જુદા ઈલાકામાં આપણા ઈલાકાની માફકજ લગભગ કારભાર ચલાવે છે.

હિંદુસ્તાનની વાયવ્ય સરહદપર આવેલું બલુચિસ્તાન જુદો દેશ છે, છતાં તે હિંદના વાઇસરૉયની દેખરેખ હેઠળનો મુલક છે.



ટેકસ્ટબુક તરીકે મંજુર થયેલું

# આરોગ્યશિક્ષણ

કર્તા: હરરાય અમુલખરાય દેશાઈ

પ્રસિદ્ધ કર્તા : ખડાયતા બુકડીપો

કિંમત : આઠ આના

બોર્ડની પટીના દશ આના

પ્રાથમિક શાળાઓનાં ઉપલાં ધોરણ માટે તથા માધ્યમિક શાળાનાં ચાર ધોરણો માટે લખાએલું.

ટુંક મુદતમાંજ જેની સાત આવૃત્તિઓ થયેલી છે. પુષ્કળ ચિત્રો સહિત.

# બાળોપયોગી બીજાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ | અલ્લાદીન અને દેવતાઇ દીવો | ૦—૪—૦ |
| ૨ | બાળવીર | ૦—૮—૦ |
| ૩ | મયુરધ્વજ આખ્યાન | ૦—૪—૦ |
| ૪ | બીમચાતુર્ય | ૦—૪—૦ |
| ૫ | બાળસંગીતમાળા ભાગ ૧ લો | ૦—૩—૦ |
| ૬ | વીર અભિમન્યુ અને ભક્ત પ્રહલાદ | ૦—૮—૦ |
| ૭ | સંવાદ સંચય | ૦-૧૦-૦ |
| ૮ | બાળગીત | ૦—૧—૦ |
| ૯ | રમતો ઘરમાં ને બહાર રમવાની | ૦-૧૨-૦ |
| ૧૦ | એકલવ્ય અને ધ્રુવ | ૦—૪—૦ |
| ૧૧ | પંડિત જવાહરલાલ | ૦—૫—૦ |
| ૧૨ | ડ્રિલ અને કસરત | ૦-૧૨-૦ |
| ૧૩ | આરોગ્યશિક્ષણ | ૦—૮—૦ |
| ૧૪ | આરોગ્યશિક્ષિકા | ૦—૭—૦ |
| ૧૫ | ગુજરાતના ઇતિહાસની વાતો | ૦—૪—૦ |
| ૧૬ | સરળ ગુજરાત પ્રાંતની ભૂગોળ(ચોથી આવૃત્તિ) | ૦—૪—૦ |
| ૧૭ | અમદાવાદ શહેરની સામાન્ય ભૂગોળ | ૦—૩—૦ |
| ૧૮ | મુંબઇ ઇલાકાની ભૂગોળ (ત્રીજી આવૃત્તિ) | ૦—૫—૦ |
| ૧૯ | પરીખની કોરી કોપી બુકો (નં. ૧ થી ૫) | ૦—૧—૬ |
| ૨૦ | સાહિત્યાદર્શ | ૧—૮—૦ |
| ૨૧ | બાળોપયોગી વાર્તાઓનો સંગ્રહ | ૦—૬—૦ |

ચંદુલાલ મણિલાલ પરિખ

ખડાયતા બુક ડીપો.

ગાંધીરોડ : બાલાહનુમાન : અમદાવાદ.

મુદ્રણસ્થાન : ભાગ્યોદય ઇ. પ્રી. પ્રેસ.
મુદ્રક : વૈદ્ય રમણીકરાય જેઠાલાલ દવે
ખાડીઆ : અમદાવાદ.